પન્યાસજી શ્રી પ્રીતિવિજયજીગણિ સંપાદિત

# પ્રશ્નોત્તરભાસ્કર



અનેક ગ્રંથોના વાચન પરથી દોહન કરી

નીપજાવી કાઢેલા

૧૧૧ પ્રશ્નોત્તરોનો

સંગ્રહ



આર્થિક સહાયક

મુંબઈ સેન્ડહર્સ્ટ રોડ શ્રી ચંદ્રપ્રભુજિનાલય

ઉપાશ્રયના જ્ઞાનદ્રવ્યમાંથી

કાર્યવાહક

**શા ચમનભાઈ ચીમનલાલ**



કિંમત-પઠનપાઠન

# નિવેદન

આ 'પ્રશ્નોત્તર ભાસ્કર' નામની બુકમા જુદા જુદા અનેક વિષયો સબધી અનેક ગ્રંથોમાથી દોહન કરીને નીપજાવી કાઢેલા ૧૧૧ પ્રશ્નો ઉત્તરો સાથે છપાવેલા છે તેના લેખક પન્યાસજી પ્રીતિવિજયજી ગણિનો આ પ્રયાસ સ્તુત્ય છે આવા શાસ્ત્રા ધારવાળા અને અનેક ગૂઢ બાબતોને પ્રકાશમા લાવનારા પ્રશ્નોત્તરો વધારે પ્રમાણમા લખાય તો તે બહુ ઉપયોગી થવા સભવ છે લેખકશ્રીના વિશેષ પડતા વાચનનો અને ધારણા શક્તિનો આ એક પ્રત્યક્ષ પુરાવો છે આશા છે કે પન્યાસજી મહારાજ આવો પ્રયાસ શરૂ રાખી આના બીજા ભાગો પણ પ્રગટ કરાવશે

આ બુકમા પન્યાસજીના ઉપદેશથી જેમણે આર્થિક સહાય આપી છે તેમનુ નામ ટાઇટલ ઉપર રોશન કર્યું છે છપાવીને પ્રગટ કરવા સબધી યોગ્ય પ્રયાસ મારા તરફથી કરવામા આવ્યો છે આવી નાની બુકને લબાણ નિવેદનની આવશ્યકતા નથી

અશાડ વદિ ૧૧
વિ. સ ૧૯૯૬

કુવરજી આણદજી
ભાવનગર

પન્યાસ શ્રી પ્રીતિવિજયજી ગણિ સંપાદિત

# શ્રી પ્રશ્નોત્તર ભાસ્કર



પ્રશ્ન ૧—પાક્ષિક સૂત્રમા ચાર પ્રકારની સમાધિ કહેલી છે તે સમાધિ કઈ જાણવી ?

ઉત્તર—ચતુર્દશ પૂર્વધર શ્રુતકેવળી શ્રી શય્યભવસૂરિ ઉદ્ધૃત શ્રી દશવૈકાલિક સૂત્રના નવમા અધ્યયનના ચતુર્થ ઉદ્દેશામા ચાર પ્રકારની સમાધિ કહેલી છે–૧ વિનયસમાધિ, ૨ શ્રુત સમાધિ, ૩ તપસમાધિ, ૪ આચારસમાધિ–આ ચાર સમાધિના ચાર ચાર ભેદ કહેલા છે

પ્રશ્ન ૨—પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વો શી રીતે સમજવા ?

ઉત્તર—દ્વાદશાગીના પ્રથમ અગ શ્રી આચારાગસૂત્રના પ્રથમ અધ્યયન શસ્ત્રપરિજ્ઞાના સૂત્ર ૫૦ માની ટીકામા તેની વ્યાખ્યા આ પ્રમાણે જણાવેલી છે

प्राणा द्वि त्रि चतु प्रोक्ताः, भूतास्तु तरव स्मृताः ।
प्रोक्ता जीवाः पचेन्द्रिया , शेषा सत्त्वा उदीरिता ॥ १ ॥

પ્રાણ એટલે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાણવા ભૂત એટલે તરુ (વૃક્ષ) સમજવા જીવો એટલે પચેન્દ્રિય જાણવા બાકીના પૃથ્વી, પાણી, અગ્નિ તથા વાયુને સત્ત્વો કહેલા છે

પ્રશ્ન ૩—કયા શ્રોતાને પાત્ર સમજવો ?

ઉત્તર—તૃતીય ઉપાંગ શ્રી જીવાજીવાભિગમ સૂત્રની પ્રથમ પ્રતિપત્તિમા શ્રોતાની પાત્રતાનુ લક્ષણ જણાવતા કહ્યું છે કે મધ્યસ્થ, બુદ્ધિમાન, આત્માર્થી, જાતિ વિગેરે ગુણયુક્ત તથા શ્રવણ કરીને યથાશક્તિ પ્રયત્ન કરનારા શ્રોતાને પાત્ર તરીકે જાણવો.

પ્રશ્ન ૪—સાધુ કિલ્વિષીઆ દેવપણુ શા કારણે પ્રાપ્ત કરે ?

ઉત્તર—તપનો ચોર, વચનનો ચોર, રૂપનો ચોર, આચારનો ચોર તથા ભાવનાનો ચોર એવો મુનિ કિલ્વિષીઆ દેવપણુ પામે છે એ બીના શ્રી દશવૈકાલિક સૂત્રના પચમ અધ્યયનના બીજા ઉદ્દેશાની ગાથા ૪૬ મા જણાવેલી છે

પ્રશ્ન ૫—ચાર પ્રકારના બધમા છ પ્રકારના જીવો ઘટાવેલા છે તે શી રીતે જાણવા ?

ઉત્તર—તત્ત્વાર્થસૂત્રની કારિકામા ચાર પ્રકારના બધમા છ પ્રકારના જીવો ઘટાવેલા છે તે નીચે મુજબ જાણવા

૧ અકુશલાનુબધ, ૨ કુશલાકુશલાનુબધ, ૩ કુશલાનુબધ, ૪ નિરનુબધ આ ચાર પ્રકારના બધમા છ પ્રકારના પુરુષો નીચે મુજબ જાણવા —

૧ અધમાધમ ૨ અધમ ૩ વિમધ્યમ ૪ મધ્યમ ૫. ઉત્તમ ૬ ઉત્તમોત્તમ

ઉપમિતિ ભવપ્રપચાના છઠ્ઠા પ્રસ્તાવમા પણ છ પ્રકારના પુરુષોની હકીકત કહી છે

પ્રશ્ન ૬—સૂત્ર બત્રીશ દોષ રહિત હોવુ જોઈએ એ અધિકાર કયા સૂત્રમા છે ?

ઉત્તર —આ અધિકાર અનુયોગદ્વાર સૂત્ર છાપેલાના પાના ૨૬૨ મા જણાવેલ છે

પ્રશ્ન ૭ —રત્નપ્રભા નારકપૃથ્વીમા નારકીઓ કેવા પ્રકારની વેદનાને અનુભવે છે ?

ઉત્તર —રત્નપ્રભા નારકપૃથ્વીમા નારકીઓ હમેશા ભયવાળા, નિરતર તૃષાવાળા, નિરતર ઉદ્વેગવાળા અને નિરતર ક્ષુધાવાળા હોય છે એ અધિકાર શ્રી જીવાજીવાભિગમસૂત્રની ત્રીજી પ્રતિપત્તિમા વિસ્તારથી જણાવેલ છે

પ્રશ્ન ૮—મન પર્યવજ્ઞાની ત્રણ જ્ઞાનવાળા પણ હોય કે ચાર જ્ઞાનવાળા જ હોય ?

ઉત્તર —મન પર્યવજ્ઞાની ત્રણ જ્ઞાનવાળા પણ હોય અને ચાર જ્ઞાનવાળા પણ હોય જે ત્રણ જ્ઞાનવાળા હોય તેને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને મન પર્યવજ્ઞાન સમજવુ જે ચાર જ્ઞાનવાળા હોય તેને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મન પર્યવજ્ઞાન જાણવુ મન પર્યવજ્ઞાનીને અવધિજ્ઞાન હોય જ એવો નિયમ નથી એ અધિકાર શ્રી વિશેષાવશ્યકસૂત્રની ગાથા ૮૧૭ મીની ટીકામા વિસ્તારથી પ્રતિપાદન કરેલો છે

પ્રશ્ન ૯ —દેવાધિદેવ તીર્થંકર પરમાત્માની ટચલી આગળીના અગ્રભાગમા પણ અનત વીર્ય કહ્યુ છે તે શી રીતે જાણવુ ?

ઉત્તર —તે અનતા વીર્યની ગણત્રી નીચે મુજબ જાણવી

બાર યોદ્ધામા જેટલુ પરાક્રમ હોય, તેટલુ પરાક્રમ એક આખલામા જાણવુ દશ આખલામા જેટલુ પરાક્રમ હોય તેટલુ પરાક્રમ એક ઘોડામા જાણવુ બાર ઘોડામા જેટલુ

બળ હોય તેટલુ એક પાડામા જાણુવુ પદર પાડામા જેટલુ બળ હોય તેટલુ બળ એક મહોન્મત્ત હાથીમા સમજવુ પાચશે હાથીમા જેટલુ વીર્ય હોય તેટલુ બળ એક કેસરીસિહમા જાણુવુ બે હજાર કેસરીસિહમા જેટલુ બળ હોય તેટલુ બળ એક અષ્ટાપદ પ્રાણીમા જાણુવુ દશ અષ્ટાપદ પ્રાણીમા જેટલુ બળ હોય તેટલુ બળ એક બળદેવમા જાણુવુ બે બળદેવમા જેટલુ બળ હોય તેટલુ બળ એક વાસુદેવમા જાણુવુ બે વાસુદેવમા જેટલુ બળ હોય તેટલુ બળ એક ચક્રવર્તીમા જાણુવુ દશ લાખ ચક્રવર્તીમા જેટલુ બળ હોય તેટલુ બળ એક નાગકુમારના દેવમા જાણુવુ એક ક્રોડ નાગેન્દ્રમા જેટલુ બળ હોય તેટલુ બળ વૈમાનિકના એક સૌધર્મેંદ્રમા જાણુવુ વૈમાનિકના અનતા સુરેન્દ્રોમા જેટલુ બળ હોય તેટલુ બળ દેવાધિદેવ શ્રી તીર્થંકર પરમાત્માની ટચલી અગુલીના અગ્રભાગમા જાણુવુ

પ્રશ્ન ૧૦—કોનુ આપેલુ પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન કહેવાય ? અને કોનુ આપેલુ પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન કહેવાય ?

ઉત્તર—પચાશક સૂત્રની ટીકાના પચાશક આઠમામા આ પ્રમાણે જણાવેલ છે કે જેને જીવ, અજીવ, ત્રસ અને સ્થાવરનુ જ્ઞાન નથી તેનુ આપેલુ પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન કહેવાય નથી અર્થાત્ દુષ્પ્રત્યાખ્યાન કહેવાય છે અને તેવા જ્ઞાનવાળાનુ આપેલુ પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન કહેવાય છે

પ્રશ્ન ૧૧—દ્રવ્યતીર્થના ચાર ભેદ કહેલા છે તેને ભાવતીર્થમા કેવી રીતે ઘટાવવા ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યક સૂત્રની ગાથા ૧૦૪૦-૧૦૪૧ ।

ટીકામા સુખાવતાર અને સુખોત્તાર આદિ ચાર પ્રકારે દ્રવ્ય-તીર્થ કહેલ છે

इह द्रव्यतीर्थे चत्वारो भङ्गा., तद्यथा–सुखावतार सुखोत्तारम्, सुखावतार दुरुत्तारम्, दु खावतार सुखोत्तारम्, दु'खावतारम् दुरुत्तारम् एव भावतीर्थेऽपीय चतुर्भङ्गी द्रष्टव्या । इह च यत्र सुखेनैवावतरन्ति प्रविशन्ति प्राणिनस्तु सुखावतारम्, सुखेनैव यत उत्तरन्ति–सुखेनैव यद् मुञ्चन्तीत्यर्थ, तत् सुखोत्तारम् ।

સુખાવતાર અને સુખોત્તાર આદિ ચાર પ્રકારે દ્રવ્યતીર્થ છે એ જ પ્રમાણે ભાવતીર્થ પણ ચાર પ્રકારે છે તેમા પ્રથમ પ્રકારનુ તીર્થ શૈવમતવાળાનુ વિષયસુખયુક્ત ને કુશાસ્ત્રની ભાવનાવાળુ છે, બીજા પ્રકારનુ તીર્થ બૌદ્ધમતવાળાનુ છે, ત્રીજા પ્રકારનુ તીર્થ દિગબરોનુ છે અને ચોથા પ્રકારનુ તીર્થ મોક્ષફળ આપનાર શ્વેતાબર જૈનોનુ છે

દ્રવ્યતીર્થ ચાર પ્રકારે છે જે તીર્થમા સુખે ઉતરી શકાય અને સુખે પાર તરી શકાય ( પામી શકાય ) તે પહેલો પ્રકાર જે તીર્થમા સુખે ઉતરી શકાય અને દુ ખે તરી શકાય તે બીજો પ્રકાર જે તીર્થમા દુ ખે ઉતરી શકાય અને સુખે તરી શકાય તે ત્રીજો પ્રકાર જે તીર્થમા દુ ખે ઉતરી શકાય અને દુ ખે તરી શકાય તે ચોથો પ્રકાર

આ જ પ્રમાણે ભાવતીર્થમા પણ ચાર પ્રકાર છે જેમકે જે તીર્થમા–દર્શનમા જીવો સુખે પ્રવેશ કરે અને સુખે મૂકી શકે તે પહેલો પ્રકાર, જે દર્શનમા જીવો સુખે પ્રવેશ કરે અને દુ ખે

મૂકી શકે તે બીજો પ્રકાર, જે દર્શનમા જીવો દુખે પ્રવેશ કરે અને સુખે મૂકી શકે તે ત્રીજો પ્રકાર, જે દર્શનમા જીવો દુખે પ્રવેશ કરે અને દુખે પાર ઉતરી શકે તે ચોથો પ્રકાર

૧ ઉપર કહેવામા આવેલ ભાવતીર્થના ચાર પ્રકારમાંનો પહેલો પ્રકાર શૈવદર્શનવાળાનો જાણવો, કેમકે રાગ, દ્વેષ, કષાય, ઇંદ્રિય, પરિષહ, ઉપસર્ગ, મન, વચન અને કાયા વિગેરેનો જય કરવારૂપ દુષ્કર અનુષ્ઠાન કરવાનુ તેઓના દર્શનમા જણાતુ નથી ગમે તે પ્રકારે વ્રત પાળવાનુ કહ્યુ છે, તેથી પ્રાણીઓ તેમની દીક્ષા સહેલાઈથી અગીકાર કરે છે અને વળી તેમના શાસ્ત્રમા એવી કોઇ નિપુણ યુક્તિ નથી કે જેથી વાસિત અતરાત્માવાળો પુરુષ તેમની દીક્ષાનો ત્યાગ ન કરે; ઉલટુ તે સબધમા કહ્યુ છે કે બાર વર્ષ પર્યન્ત શૈવીદીક્ષા પાળીને પછી જો તે અશક્ત હોય તો યત્ન કરીને તેનો ત્યાગ કરે, તો પણ કઇ દોષ નથી આ પ્રમાણે કહેલુ હોવાથી તેમની દીક્ષાનો ત્યાગ કરવામા કઈ દોષ નથી, એમ જાણીને જીવો તેમની દીક્ષાનો ત્યાગ સહેલાઇથી કરી શકે છે, માટે શૈવતીર્થ પહેલા પ્રકારનુ તીર્થ છે

૨ બૌદ્ધોનુ તીર્થ બીજા પ્રકારનુ છે તેઓ કહે છે કે-કોમલ શય્યા, સવારમા ઊઠીને પેયા, મધ્યાહ્ને ભોજન, અપરાહ્ને પાન, માજે દ્રાક્ષાખડ અને અર્દ્ધ રાત્રિએ સાકર એ સર્વને અતે શાકયપુત્રે મોક્ષ જોયેલ છે વળી મનોજ્ઞ ભોજન ખાઇને, મનોજ્ઞ શયન, આસન ભોગવીને, મનોજ્ઞ આવાસમા રહીને, મુનિ મનોજ્ઞ ધ્યાન કરે છે ઈત્યાદિ તેઓના કહેવાથી વિષયસુખની સિદ્ધિ થાય છે, માટે તેમના તીર્થમા સુખે પ્રવેશ થઈ શકે છે, તથા તેમના શાસ્ત્રમા કહેલી કુયુક્તિઓ

વડે તીવ્ર વાસના ઉત્પન્ન થતી હોવાથી તેમના સસ્કારનો ત્યાગ થતો નથી ; મતનો ત્યાગ કરવામા પણ મહાસસારાદિ દડ કહેલ હોવાથી તેઓની પાસે ગ્રહણ કરેલ મત દુ પરિત્યાજ્ય છે એટલે તેમના તીર્થનો ત્યાગ સુખે કરી શકાતો નથી, એ રીતે એ બીજા પ્રકારનુ તીર્થ છે

૩ ત્રીજા પ્રકારનુ તીર્થ દિગમ્બરાનુ છે તેમના તીર્થમા-દર્શનમા નગ્નપણું વિગેરે લજ્જાદિના હેતુ હોવાથી તે તીર્થમા પ્રવેશ કરી શકાતો નથી અને અનેષણીય વસ્તુનો ઉપભોગ તથા કષાયની બહુલતા વિગેરે તેમનુ અસમજસપણું જણાવાથી, તેમ જ નગ્નપણાદિની લજ્જાથી ઉદ્વિગ્ન થયેલાઓ તે તીર્થનો સુખે ત્યાગ કરે છે, માટે એ ત્રીજા પ્રકારનુ તીર્થ છે

૪ ચોથા પ્રકારનુ મોક્ષફળ આપનાર તીર્થ જૈનોનુ છે જૈન સાધુઓને રાગ, દ્વેષ, કષાય, ઇન્દ્રિય, પરિષહ, ઉપસર્ગાદિનો જય, તથા અપ્રમત્તપણે સમિતિ, ગુપ્તિ, કેશલોચ વિગેરે કષ્ટ સહન કરવાનુ હોય છે, તેથી તેઓના તીર્થમા દુખે પ્રવેશ થાય છે અને તેમના શાસ્ત્રમા કહેલ નિપુણ યુક્તિઓવડે અતિ તીવ્ર અને ઘણી સારી વાસના ઉત્પન્ન થતી હોવાથી તેમજ મતનો ત્યાગ કરવામા અતિ મહાન્ સસારાદિ દડ કહેલ હોવાથી તેઓના તીર્થનો ત્યાગ થઈ શકતો નથી

પ્રશ્ન ૧૨–ભગવત શબ્દની વ્યાખ્યા વિસ્તારથી સમજાવો !

ઉત્તર—શ્રી વિશેષાવશ્યક સૂત્રની ગાથા ૧૦૪૮ ની ટીકામા "ભગ" શબ્દના ૬ (૭) અર્થો કહેલા છે

ऐश्वर्यादिय षड्‌र्था भगाभिख्या भगसज्ञास्तावदु मता

प्रोक्ताः । ते च तेषां तीर्थकराणामसामान्या असाधारणा' सन्ति यस्मात् तेन ते भगवन्तः तान् वन्दे । तत्र स्वाभाविक कर्मक्षयजन्य सुरनिर्वर्तित चतुस्त्रिंशदतिशयलक्षण तेषा परमैश्वर्यं । तथा

> सव्वसुरा जइ रूव अगुट्ठपमाणय विउवेज्जा ।
> जिणपायगुट्ठ पइ न सोहए त जहिंगालो ॥ १ ॥
>
> गणहर आहार अणुत्तराय जाव वण चक्कि वासु बला ।
> मडलिया जा हीणा छट्ठाणगया भवे सेसा ॥ २ ॥

इत्यादिग्रन्थाभिहित निरुपम तेषां रूपम् । तथा श्रीरनन्यसाधारणा तपस्तेजोविभूतिरमीषाम् । तथा जगत्त्रयातिक्रान्तानुपमगुणग्रामाविर्भावितशरदिन्दुकुन्दविशद भुवनत्रयव्यापकं यशस्तेषाम् । तथा समस्तचारित्रमोहनीयक्षय प्रभवत्वादुत्तमक्षमामार्दवादिरूपः सर्वोत्कृष्टो धर्मस्तेषाम् । तथा प्रयत्न प्रयत्न' सर्वेष्वपि हितानुष्ठानेष्वप्रमाद , सोऽपि चारित्रावरणव्यपगमादनुत्तर एव तेषामिति ॥

ભાવાર્થ—ભગ શબ્દથી કહેવાતા ઐશ્વર્ય, રૂપ, લક્ષ્મી, યશ, ધર્મ અને પ્રયત્ન એ છ અર્થો તીર્થંકરોમા અસાધારણ હોવાથી તેઓ ભગવાન્ કહેવાય છે પ્રથમ સ્વભાવિક (૪), કર્મક્ષયથી થએલ (૧૧) અને દેવોએ કરેલ (૧૯) કુલ ચોત્રીશ અતિશય રૂપ પરમ ઐશ્વર્ય તેમને હોય છે અને રૂપ તો સર્વ દેવો એકત્ર થઈને એક અગુઠા પ્રમાણ વિકુર્વે, ને તે રૂપને ભગવાનના અગુઠા-આગળ રાખે તો તે રૂપ અગારા( કોલસા )ની પેઠે

શ્રી જિનેશ્વરના ચરણના અંગુઠાની પાસે શોભા ન પામે એવુ છે ગણધર, આહારક લબ્ધિવાળા મુનિ, અનુત્તર વિમાનવાસીથી માંડીને સર્વ દેવો (યાવત્ વ્યતર સુધીના), ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ અને મંડલિક રાજાઓ અનુક્રમે હીન હીન રૂપવાળા હોય છે અને તે સિવાય બાકીનાઓ છ સ્થાનપતિત હોય છે એ પ્રમાણે તેમનુ રૂપ અનુપમ હોય છે વળી તપ, તેજ ને વિભૂતિરૂપ **લક્ષ્મી** પણ અસાધારણ હોય છે તથા અનુપમ ગુણસમૂહથી પ્રગટ થયેલ શરદ્ઋતુના ચદ્રસમાન નિર્મળ ત્રણ ભુવનમા વ્યાપ્ત એવો યશ પણ તેમને હોય છે, તેમજ સમસ્ત ચારિત્રમોહનીય કર્મના ક્ષયથી થયેલ ઉત્તમ ક્ષમા, માર્દવ આદિ સર્વોત્કૃષ્ટ **ધર્મ** તેમને હોય છે, તથા સર્વ હિતકારી અનુષ્ઠાનોમા પ્રમાદરહિત તેમનો જે યત્ન તે પણ ચારિત્રાવરણનો ક્ષય થવાથી અનુપમ હોય છે

પ્રજ્ઞાપના સૂત્ર પત્રાંક ૪

ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशस श्रिय ।
धर्मस्याथ प्रयत्नस्य, षण्णा भग इतींगना ॥ १ ॥

પ્રશ્ન ૧૩ --બ્રહ્મચર્યના પાલનથી શુ ફળ પ્રાપ્ત થાય છે ?

ઉત્તર—બ્રહ્મચર્યના પાલનનુ ફળ કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરવિરચિત યોગશાસ્ત્રના બીજા પ્રકાશમા શ્લોક ૧૦૪-૧૦૫ મા આ પ્રમાણે જણાવ્યું છે કે-બ્રહ્મચર્ય ચારિત્રનુ જીવન છે અને મોક્ષનુ અદ્વિતીય કારણ છે આવા બ્રહ્મચર્યનુ પાલન કરનારો આત્મા પૂજ્યોથી પણ પૂજાય છે

આ બ્રહ્મચર્યના પાલનના ફળ વિષે ૧૪૪૪ ગ્રન્થના

શ્રી હરિભદ્રસૂરિવિરચિત સબોધપ્રકરણના પત્રાક ૪૩ મામા આ પ્રમાણે જણાવ્યુ છે કે, બ્રહ્મચર્યના પાલનથી આજ્ઞારૂપ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, ઋદ્ધિ મળે છે, રાજ્ય, સાસારિક સુખ, કીર્તિ, બલ, સ્વર્ગ અને સમીપમા મુક્તિ પણ મળે છે ક્લેશને કરાવનારો, મનુષ્યનો સહાર કરાવનારો તથા સાવદ્યયોગમા રચેલોપચેલો એવો જે નારદ તે પણ મુક્તિને પ્રાપ્ત કરે છે તે ખરેખર બ્રહ્મચર્યનો જ પ્રભાવ છે

યોગશાસ્ત્રમા બીજા પ્રકાશમાં શ્લોક ૧૦૫ મામા કહે છે કે —

'બ્રહ્મચર્યનુ પાલન કરનારા લાબા આયુષવાળા થાય છે, સારા સસ્થાનવાળા બને છે, દૃઢ સઘયણવાળા બને છે, તેજસ્વી થાય છે તથા મહાવીર્યવાળા હોય છે '

પ્રશ્ન ૧૪—શીલાગ રથના અઢાર હજાર ભાગાની ગણત્રી કેવી રીતે થાય છે?

ઉત્તર—શ્રી દશવૈકાલિક સૂત્રની શ્રી હરિભદ્રસૂરિવિરચિત બૃહટ્ટીકાના પત્રાક ૯૦ મામા તેની ગણત્રી નીચે મુજબ જણાવેલી છે —

યોગ ત્રણ=મન, વચન, કાયા

કરણ ત્રણ=કરવુ, કરાવવુ, અનુમોદવુ

સજ્ઞા ચાર=આહાર, ભય, મૈથુન, પરિગ્રહ

ઇંદ્રિયો પાચ=સ્પર્શ, જિહ્વા, નાસિકા, કાન, આખ.

ભૌમાદિક દશ=પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ બેઇન્દ્રિય, તેઇંદ્રિય, ચઉરિન્દ્રિય, પચેન્દ્રિય, અજીવનિકાય

શ્રમણધર્મદશ=ખતિ, મુત્તિ, અજ્જવ, મદ્દવ, લાઘવ, સચ્ચ, તવ, સજમ, અકિંચનતા, બ્રહ્મચર્ય

ત્રણે યોગને ત્રણ કરણે ગુણતા નવ થાય નવને ચાર સજ્ઞાએ ગુણતા છત્રીશ થાય છત્રીશને પાચં ઇન્દ્રિયે ગુણતા એકનો એશી થાય એકનો એશીને ભૌમાદિક દશે ગુણતા અઢારસો થાય અઢારસોને દશ શ્રમણધર્મે ગુણતા અઢાર હજાર (૧૮૦૦૦) ભાગા થાય

૩×૩×૪×૫×૧૦×૧૦=૧૮૦૦૦ અઢાર હજાર

**પ્રશ્ન ૧૫**—પરિણામ એટલે શુ ? તેની વ્યાખ્યા વિસ્તા થી જણાવો

ઉત્તર—શ્રી તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમા પરિણામની વ્યાખ્યા આ પ્રમાણે જણાવેલી છે

धर्मादीना द्रव्याणा यथोपेताना च गुणाना स्वभावः स्वतत्त्व परिणाम ॥

પરિણામ એટલે દ્રવ્યનો અથવા દ્રવ્યના ગુણનો જે સ્વભાવ તે પરિણામ જાણવો તે પરિણામ સાદિ અને અનાદિ બે પ્રકારે છે ધર્મ-અધર્મ-આકાશ-જીવ એ ચાર અરૂપી પદાર્થ અનાદિ પરિણામવાળા છે અર્થાત્ એ દ્રવ્યોના ગતિસાહાય્યકત્વાદિ સ્વભાવ અનાદિ અનન્ત કાળ પરિણતિવાળા છે, પુદ્‌ગલદ્રવ્ય સાદિ પરિણામી છે કારણ કે પુદ્‌ગલનો સ્પર્શપરિણામ, રસપરિણામ વિગેરે સર્વપરિણામ પરાવૃત્ત ધર્મવાળા છે સર્વ જીવોમા જો કે જીવત્વાદિ અનાદિ પરિણામી છે, પરતુ યોગ અને ઉપયોગ એ બે પરાવૃત્તિ ધર્મવાળા હોવાથી આદિ પરિણામી છે

પચમાગ શ્રી ભગવતીસૂત્ર( વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ )ના ચૌદમા શતકના ચતુર્થ ઉદ્દેશામા પરિણામ સબધી ગણધર મહારાજ શ્રી ઇન્દ્રભૂતિ પરમાત્મા મહાવીરદેવને પ્રશ્ન કરે છે કે "હે ભગવન! પરિણામ કેટલા પ્રકારના છે?"

ભગવાન મહાવીરદેવ કહે છે "પરિણામ બે પ્રકારના છે ૧ જીવપરિણામ, ૨ અજીવપરિણામ"

પન્નવણા ( પ્રજ્ઞાપના ) સૂત્રમા ૩૬ ( છત્રીસ ) પદો છે તેમા તેરમુ પરિણામપદ છે

ગણધર મહારાજ શ્રી ઇન્દ્રભૂતિ પરમાત્મા મહાવીર ભગવતને પ્રશ્ન કરે છે કે "હે ભગવત! જીવ પરિણામ કેટલા પ્રકારના છે?"

પરમાત્મા શ્રી મહાવીર દેવ કહે છે–'હે ગૌતમ! જીવ પરિણામ દશ પ્રકારના છે તે આ પ્રમાણે —

૧ ગતિપરિણામ દેવત્વાદિ ચાર ૨ ઇન્દ્રિયપરિણામ સ્પર્શનાદિ પાચ ૩ કષાયપરિણામ અનન્તાનુબધી ક્રોધાદિ ચાર ૪ લેશ્યાપરિણામ કૃષ્ણલેશ્યાદિ છ ૫ યોગપરિણામ, મન, વચન, કાયારૂપ ત્રણ ૬ ઉપયોગપરિણામ મતિજ્ઞાનાદિ બાર ૭ જ્ઞાનપરિણામ મત્યાદિ જ્ઞાન પાચ તથા અજ્ઞાન ત્રણ મળી આઠ ૮ દર્શનપરિણામ ચાર પ્રકારે મિથ્યાત્વ, ક્ષયોપશમ, સમ્યક્ત્વ, મિશ્રસમ્યક્ત્વ ૯ ચારિત્રપરિણામ સામાયિક ચારિત્રાદિ પાચ ૧૦ વેદપરિણામ સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુસકવેદ

એ પ્રમાણે ૧૦ પ્રકારે જીવપરિણામ ( ધર્મ ) જાણવો

ગણધર મહારાજ શ્રી ઇન્દ્રભૂતિ પ્રશ્ન કરે છે કે–" હે પ્રભો ! અજીવપરિણામ કેટલા પ્રકારે છે ?

ભગવાન કહે છે–" હે ગૌતમ ! અજીવપરિણામ દશ પ્રકારે છે તે આ પ્રમાણે

૧ બન્ધનપરિણામ —પુદ્ગલોનુ પરસ્પર જે મળવુ એટલે જોડાવુ

૨ ગતિપરિણામ —પુદ્ગલોમા ગતિક્રિયા

૩ સસ્થાનપરિણામ —પુદ્ગલોનુ આકૃતિપણે ગોઠવાવુ

૪ ભેદપરિણામ —પુદ્ગલોનુ છૂટા પડવુ, વિખાવુ

૫ વર્ણપરિણામ —પુદ્ગલોમા પાચ પ્રકારના વર્ણ ઉપજે તે

૬ ગધપરિણામ —પુદ્ગલોમા બે પ્રકારના ગધ ઉપજે તે

૭ રસપરિણામ —પુદ્ગલોમા પાચ પ્રકારના રસ ઉપજે તે

૮ સ્પર્શપરિણામ —પુદ્ગલોમા આઠ પ્રકારના સ્પર્શ ઉપજે છે તે

૯ પુદ્ગલોમા —ગુરુત્વ, લઘુત્વ, ગુરુલઘુત્વ, અગુરુલઘુત્વ અને અગુરુલઘુપરિણામ–જેમા ગુરુત્વ પત્થર વિગેરેમા જેમ ભારેપણુ અધોગતિના કારણરૂપ, લઘુત્વ વરાળ ધુમ્ર વિગેરેમા જેમ હળવાપણુ ઊર્ધ્વગતિના કારણરૂપ, ગુરુલઘુત્વ વાયુ વિગેરેમા જેમ ગુરુહળવાપણું તિરછીગતિના કારણરૂપ, અગુરુલઘુત્વ પરમાણુ વિગેરેમા જેમ ન લઘુપણું ન ગુરુપણુ, પ્રાય સ્થિરતાના કારણરૂપ અગુરુલઘુપરિણામ પુદ્ગલ સિવાય ધર્માસ્તિકાયાદિ અરૂપી દ્રવ્યોમા પણ છે ઔદારિક, આહારક, વૈક્રિય, તૈજસ એ ચાર

ગુરુલઘુ છે કાર્મણ-મન-ઉચ્છ્વાસ-ભાષા એ ચાર અગુરુલઘુ દ્રવ્ય છે અગુરુલઘુ સબધી અધિકાર દ્રવ્યલોકપ્રકાશના પત્રાક ૧૭૯-૧૮૦ મા, શ્રી વિશેષાવશ્યક સૂત્રમા તથા ભગવતીમા પણ છે

૧૦ શબ્દપરિણામ —પુદ્ગલોમા શબ્દ-ધ્વનિ-અવાજ

પ્રશ્ન ૧૬—મુનિએ કેવા સ્થળમા રહેવુ ?

ઉત્તર —શ્રી દશવૈકાલિક સૂત્રના આઠમા આચારપ્રણિધિ અધ્યયનની ગાથા ૫૪-૫૫-૫૬ મા જણાવ્યુ છે કે-જેમ કુકડાના બાળકને હમેશા બીલાડીથી ભય રહે છે તેવી જ રીતે બ્રહ્મચારી મુનિને સ્ત્રીના શરીરથી ભય સમજવો મુનિએ ચિત્રમા આળેખેલી સ્ત્રીની સામે જોવુ નહિ તથા આભૂષણવાળી કે આભૂષણરહિત સચેતન એટલે સાક્ષાત્ સ્ત્રીની સન્મુખ જોવુ નહીં કદાચ અજાણતા સ્ત્રીની સન્મુખ દૃષ્ટિ પડી હોય તો પણ જેમ સૂર્યની સન્મુખ પડેલી દૃષ્ટિને ખેચી લેવાય છે તેમ તરત જ ખેચી લેવી અર્થાત્ એવા સ્થળમા મુનિઓએ રહેવુ નહિ હાથ, પગ, કાન તથા નાસિકા છેદાઈ ગયેલી હોય એવી સો વર્ષની વૃદ્ધ સ્ત્રીની સાથે પણ બ્રહ્મચારી મુનિએ વાર્તાલાપ વિગેરે કરવો નહિ

પ્રશ્ન ૧૭—દાનમા ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રણેની શુદ્ધાશુદ્ધપણાથી આઠ ભાગા થાય છે તે જણાવો !

ઉત્તર —તે આઠ ભાગા નીચે મુજબ જાણવા.

૧. શુદ્ધપાત્ર, શુદ્ધચિત્ત, શુદ્ધવિત્ત

૨ શુદ્ધપાત્ર, શુદ્ધચિત્ત, અશુદ્ધવિત્ત

૩ શુદ્ધપાત્ર, અશુદ્ધચિત્ત, શુદ્ધવિત્ત

૪ શુદ્ધપાત્ર, અશુદ્ધચિત્ત, અશુદ્ધવિત્ત.

૫ અશુદ્ધપાત્ર, શુદ્ધચિત્ત, શુદ્ધવિત્ત

૬ અશુદ્ધપાત્ર, શુદ્ધચિત્ત, અશુદ્ધવિત્ત.

૭ અશુદ્ધપાત્ર, અશુદ્ધચિત્ત, શુદ્ધવિત્ત

૮. અશુદ્ધપાત્ર, અશુદ્ધચિત્ત, અશુદ્ધવિત્ત

ન્યાયમાર્ગથી ઉપાર્જન કરેલ દ્રવ્ય શુદ્ધવિત્ત સમજવુ

આશ‌ંસારહિત હર્ષવાળુ શુદ્ધ ચિત્ત જાણવુ

સદાચારી, વ્રતધારી, નિર્મમ અને નિરારંભી એ શુદ્ધ પાત્ર જાણવુ

પ્રશ્ન ૧૮—ત્રણ પ્રકારના કિલ્બિષીઆ દેવો ક્યા રહે છે ?

ઉત્તર—દ્રવ્યલોકપ્રકાશના આઠમા સર્ગમા એ ગિના જણાવેલી છે—

૧ પહેલા બે દેવલોકની નીચે રહેનારા

૨ ત્રીજા દેવલોકની નીચે રહેનારા

૩ છઠ્ઠા લાન્તક દેવલોકની નીચે રહેનારા

પ્રશ્ન ૧૯—આવતી ઉત્સર્પિણીના બીજા આરાના પ્રારંભમા પાચ પ્રકારના મેઘો વરસશે તે કયા જાણવા ?

ઉત્તર—શ્રી સ્થાનાગ સૂત્રના પાચમા ઠાણામા પાચ પ્રકારના મેઘો કહેલા છે તે નીચે મુજબ

૧ પુષ્કરાવર્ત મેઘ સાત અહોરાત્રિ વર્ષે તેથી તસ પૃથ્વી શાત થાય

૨ ક્ષીરાદક મેઘ સાત અહોરાત્રિ વર્ષે તેથી ધાન્ય નિષ્પત્તિ થાય

૩ ઘૃતોદક મેઘ સાત અહોરાત્રિ વર્ષે તેથી પૃથ્વી ચીકાશ વાળી ( સ્નિગ્ધ ) થાય.

૪ શુદ્ધોદક મેઘ સાત અહોરાત્રિ વર્ષે તેથી ઔષધિઓ અનેક પ્રકારની ઉત્પન્ન થાય

૫ રસોદક મેઘ સાત અહોરાત્રિ વર્ષે તેથી પૃથ્વી રસવાળી થાય

પ્રશ્ન ૨૦—પ્રવચનરૂપ પુરુષના બાર અગ કયા જાણવા ?

ઉત્તર—આ અધિકાર આત્મપ્રબોધમા જણાવેલ છે તે નીચે મુજબ જાણવો —

બાર અગવાળો પુરુષ ગણાય છે તેમા બે પગ, બે જઘા, બે ઉરૂ, બે ગાત્ર, બે હાથ, એક ગ્રીવા અને એક મસ્તક એમ જેમ બાર અગો છે તેમ એક પ્રવચનરૂપ પુરુષના અગમા રહેલુ જે અગપ્રવિષ્ટ સૂત્ર કહેવાય છે તે બાર પ્રકારે નીચે મુજબ જાણવુ આચારાંગ અને સૂત્રકૃતાગ સૂત્ર એ પ્રવચન પુરુષના બે પગ છે સ્થાનાગ અને સમવાયાગ એ તેની બે જઘા છે, શ્રી ભગવતીસૂત્ર અને શ્રી જ્ઞાતાધર્મકથાગસૂત્ર તે તેના બે ઉરૂ છે, ઉપાસ્કદશાગ તથા અતગડદશાગ તે તેના પીઠ તથા ઉદરરૂપ બે ગાત્ર છે, અનુત્તરોવવાઇદશાગ અને પ્રશ્નવ્યાકરણ એ બે તેના હાથ છે, વિપાકસૂત્ર તે ગ્રીવા છે અને દૃષ્ટિવાદ તે મસ્તક છે

આ પ્રમાણે પ્રવચન પુરુષના તે સૂત્રો બાર અગરૂપ છે

પ્રશ્ન ૨૧—અભ્યતર ગ્રન્થી ચૌદ પ્રકારની કહી છે તે કઇ સમજવી ?

ઉત્તર—શ્રી ધર્મસગ્રહ ઉત્તરાર્ધ પત્રાક ૧૫૧ માંમા તે નીચે પ્રમાણે જણાવેલી છે—

मिच्छत्त वेअतिग, हासाईछक्क च नायव्व ।
कोहाईण चउक, चउदम अब्भितरा गथी ॥ १ ॥

મિથ્યાત્વ, ત્રણ વેદ, હાસ્યાદિષટ્ક અને ક્રોધાદિ ચાર કષાય એમ ચૌદ પ્રકારની અભ્યતર ગ્રન્થી જાણવી

પ્રશ્ન ૨૨—કઇ કઇ પ્રકૃતિનો પરસ્પર સક્રમ થતો નથી ?

ઉત્તર—શ્રીકર્મપ્રકૃતિની શ્રીમલયગિરિસૂરિવિરચિત છાપેલી ટીકાના પત્રાક ૬૯ મામા જણાવ્યું છે કે-દર્શનમોહનીનો અને ચારિત્રમોહનીનો પરસ્પર સક્રમ થતો નથી, ચાર પ્રકારના આયુષ્યનો પરસ્પર સક્રમ થતો નથી અને આઠે મૂળપ્રકૃતિનો પરસ્પર સક્રમ થતો નથી જેમ જ્ઞાનાવરણીયમા દર્શનાવરણીયનો સક્રમ થતો નથી તેવી જ રીતે દર્શનાવરણીયમા જ્ઞાનાવરણીયનો સક્રમ થતો નથી

પ્રશ્ન ૨૩—'ઓજ' અને 'યુગ્મ'નો અર્થ શુ થાય છે તે જણાવો ?

ઉત્તર—શ્રીકર્મપ્રકૃતિની શ્રીમલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ૩૪ મામા 'ઓજ' અને 'યુગ્મ'ની વ્યાખ્યા જણાવેલી

છે તે, આ પ્રમાણે—'ઓજ' એટલે એકી અને 'યુગ્મ' એટલે બેકી જાણવી તેના ચાર ભેદ થાય છે —

चउदम दावरजुम्मा, तेरस कलिओज तहय कडजुम्मा ।
सोलस तेओजो खलु, पन्नरसेव खु निन्नेय ॥ १ ॥

૧ કલ્યોજ, ૨ દ્વાપરયુગ્મ, ૩ ત્રેતાઓજ ૪ કૃતયુગ્મ

કોઈ પણ રકમને ચાર સખ્યાએ ભાગતા શેષમા એક રહે તે કલ્યોજ કહેવાય, શેષમા બે રહે તે દ્વાપરયુગ્મ કહેવાય, શેષમા ત્રણ બાકી રહે તે ત્રેતાઓજ કહેવાય અને શેષમા શૂન્ય રહે તે કૃતયુગ્મ કહેવાય જેમ ચૌદની રકમને ચારે ભાગતા શેષમા બે બાકી રહ્યા તે દ્વાપરયુગ્મ કહેવાય, જેમ તેરની રકમને ચારે ભાગતા શેષમા એક રહ્યો તે કલ્યોજ કહેવાય, જેમ પદરની રકમને ચારે ભાગતા શેષમા ત્રણ રહે તે ત્રેતાઓજ કહેવાય, જેમ સોળની રકમને ચારે ભાગતા શેષમા શૂન્ય રહે તે કૃતયુગ્મ કહેવાય

પ્રશ્ન ૨૪—પાચ ક્લેશો કહેવાય છે તે કયા જાણવા ?

ઉત્તર—પાતજલ યોગસૂત્રમા પાચ ક્લેશો કહ્યા છે તે નીચે મુજબ —

अविद्यास्मितारागद्वेषाभिनिवेशा पच क्लेशा ॥

અજ્ઞાન, અસ્મિતા (અહંપણુ), રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાચ ક્લેશો જાણવા

પ્રશ્ન ૨૫—આ પાચમા આરામા પાચ ઝેર કહ્યા છે તે કયા સમજવા ?

ઉત્તર—સૂયગડાંગસૂત્રની ટીકામાં એ પાંચ ઝેર જણાવેલાં છે

दुस्समं हुडासप्पिणि, दाहिणपासमि मासगहजोओ ।
तह कण्हपक्खीजीवा, पच वीस पचमे आरे ॥

૧ દુઃખમકાળ, ૨ હુંડાવસર્પિણી, ૩ દક્ષિણાર્ધભરતક્ષેત્ર, ૪ ભસ્મગ્રહનો યોગ અને ૫ કૃષ્ણપક્ષીઆ જીવો—એ પાંચ પદાર્થો વિષરૂપે જણાવ્યા છે

પ્રશ્ન ૨૬—ચાર પ્રકારની પૂજાના નામ જણાવો અને તે કયા સૂત્રમાં જણાવેલી છે ?

ઉત્તર—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સમ્યક્ત્વપરાક્રમ નામના અધ્યયનમાં ચાર પ્રકારની પૂજા જણાવેલી છે તે આ પ્રમાણે જાણવી અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા, પ્રતિપત્તિપૂજા આ ચાર પ્રકારની પૂજામાં ત્રણ પ્રકારની પૂજા તો પ્રસિદ્ધ છે, પરંતુ ચોથી પ્રતિપત્તિપૂજાનું સ્વરૂપ કહેતાં જણાવ્યું છે કે તે અગિયારમે ઉપશાન્તમોહ ગુણસ્થાનકે હોય છે, બારમે ક્ષીણમોહ ગુણસ્થાનકે હોય છે અને તેરમે સયોગીકેવલી ગુણસ્થાનકે હોય છે

પ્રશ્ન ૨૭—ઇન્દ્રિયસંયમ અને નોઇન્દ્રિયસંયમ કોને કહેવો ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યક સૂત્રની ગાથા ૧૦૬૪ મીની ટીકામાં ઇન્દ્રિયસંયમ અને નોઇન્દ્રિયસંયમની વ્યાખ્યા કરેલી છે તે આ પ્રમાણે —

तत्र श्रोत्रादीन्द्रियाणां निग्रह इन्द्रियसयम ।
कपायादीना तु निग्रहो नोइन्द्रियसयम ।

શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિગ્રહ તે ઇંદ્રિયસયમ જાણવો અને કષાયાદિનો નિગ્રહ તે નોઇન્દ્રિયસયમ જાણવો

પ્રશ્ન ૨૮ —મોહનીય કર્મના બધસ્થાન કેટલા છે?

ઉત્તર —પચમ શતક કર્મગ્રન્થની ગાથા ૨૪ મીની ટીકામા જણાવ્યુ છે કે મોહનીય કર્મના બધસ્થાન દશ છે

बावीस इक्कीसा, सत्तरसा तेरसेव नव पंच ।
चउ तिग दुग च एग, बंधट्ठाणाणि मोहस्स ॥ १ ॥

બાવીશ, એકવીશ, સત્તર, તેર, નવ, પાચ, ચાર, ત્રણ, બે અને એક-આ દશ મોહનીય કર્મના બધસ્થાન કહ્યા છે, તે મિથ્યાત્વ ગુણસ્થાનકથી આરભીને દશમા સૂક્ષ્મસપરાય ગુણસ્થાનક સુધી જાણવા ત્યારપછી તેનો બધ નથી

પ્રશ્ન ૨૯ —પિંડપ્રકૃતિ કેટલી છે? પ્રત્યેક પ્રકૃતિ કેટલી છે? અને દશક કેટલા છે?

ઉત્તર —પ્રથમ કર્મગ્રન્થની ટીકામા નામકર્મની એકસો ત્રણ પ્રકૃતિ જણાવેલી છે, તેમા ચૌદ પિંડપ્રકૃતિ છે ગતિ, જાતિ, શરીર, ઉપાગ, બધન, સઘાતન, સઘયણ, સસ્થાન, વર્ણ, ગધ, રસ, સ્પર્શ, વિહાયોગતિ ને અનુપૂર્વી આ ચૌદ પિંડપ્રકૃતિ છે આ૦ પ્રત્યેક પ્રકૃતિ છે-પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત અગુરુલઘુ, તીર્થંકર, નિર્માણ ને ઉપઘાત

દશક બે પ્રકારે છે ત્રસદશક તથા સ્થાવરદશક

ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સૌભાગ્ય સુસ્વર, આદેય અને યશ એ ત્રસદશક જાણવો

સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભાગ્ય, દુ સ્વર, અનાદેય અને અપયશ એ સ્થાવરદશક જાણવો

**પ્રશ્ન ૩૦**—પ્રથમ કર્મગ્ર થમા કેટલી વસ્તુઓનુ નિરૂપણ કરેલુ છે ?

ઉત્તર—ચાર રીતે કહ્યા છે—ચાર પ્રકારના વિપાકોની પ્રકૃતિ, ચાર પ્રકારનો બ ધ અને તે ચારે પ્રકારના બ ધના સ્વામીઓ—આટલી વસ્તુઓનુ નિરૂપણ કરેલુ છે

**પ્રશ્ન ૩૧**—આચાર્યના બારમો છન્નુ ગુણ કઈ અપેક્ષાએ સમજવા ?

ઉત્તર—ઉપદેશપ્રાસાદ ગ્ર થ સસ્કૃતના ત્રીજા વિભાગમા આચાર્યના બારમો છન્નુ ગુણ જણાવ્યા છે તે આ પ્રમાણે —છત્રીશ છત્રીશી ગુણયુક્ત આચાર્ય હોય છે એટલે છત્રીશ ને છત્રીશે ગુણવાથી ( ૩૬×૩૬=૧૨૯૬ ) બારસો છ નુ ગુણ થાય છે

**પ્રશ્ન ૩૨**—કયા ચાર રાજાઓ, કયા વિમાનમાથી એક કાળે ચવ્યા ? એક કાળે દીક્ષા લીધી ? અને એક કાળે મોક્ષ પદને પામ્યા ?

ઉત્તર—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમા જણાવ્યુ છે કે—ચાર પ્રત્યેકબુદ્ધ રાજાઓ પુષ્પોત્તર વિમાનમાથી એક કાળે ચવીને રાજા થયા છે —

करकडु कलिंगेसु, पाचालेसु दुमुहो ।
नमिराया विदेहेसु, गधारेसु च नग्गइ ॥ १ ॥

કલિ ગદેશમા કરક ડુ રાજા, પાચાલ દેશમા દ્વિમુખ રાજા, વિદેહ દેશમા નમિરાજા અને ગ ધાર દેશમા નગ્ગતિ રાજા થયા છે

કરકંડુ પ્રત્યેકબુદ્ધ વૃષભની વૃદ્ધાવસ્થા દેખીને પ્રતિબોધ પામ્યા, દ્વિમુખ પ્રત્યેકબુદ્ધ ઇન્દ્રધ્વજને દેખીને પ્રતિબોધ પામ્યા, નમિરાજા વલયના ખડખડાટ( અવાજ )થી પ્રતિબોધ પામ્યા, નગ્ગતિરાજા આમ્રવૃક્ષને દેખીને પ્રતિબોધ પામ્યા એ ચારએ એક કાળે દીક્ષા લીધી અને એક કાળે મોક્ષ પામ્યા

પ્રશ્ન ૩૩—તદ્ભવસિદ્ધિગામી જીવોને આયુ વર્જીને સાતે કર્મોની કટલી સ્થિતિ હોય ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યક સૂત્રની ગાથા ૨૦૪૯ ની ટીકામા આ પ્રમાણે પ્રતિપાદન કરેલુ છે કે —

तद्भवसिद्धिकानामपि नियमेन सत्तायामन्त सागरोपमकोटीकोटिस्थितिकस्य कर्मण सद्भावात् ॥

તદ્ભવસિદ્ધિગામી જીવોને પણ નિશ્ચયે આયુ વર્જીને સાતે કર્મોની સ્થિતિ અન્ત કોટાકોટિ સાગરોપમની સત્તામા હોય

પ્રશ્ન ૩૪—તમસ્કાયની કયાથી ઉત્પત્તિ છે ? ઊર્ધ્વ કયા સુધી ગયેલ છે ? અને તમસ્કાયના કેટલા નામ છે ? તે જણાવો

ઉત્તર—શ્રી ભગવતી સૂત્રના છઠ્ઠા શતકના પાચમા ઉદ્દેશામા તમસ્કાયની વિસ્તારથી વ્યાખ્યા જણાવેલી છે તે આ પ્રમાણે—જબૂદ્વીપ પછી તિર્છા અસખ્ય દ્વીપસમુદ્રોને ઉલ્લઘ્યા બાદ અરુણવર નામે દ્વીપ આવે છે, તે દ્વીપની બહારની વેદિકાના અતથી અરુણોદય સમુદ્રમા બેતાલીશ હજાર યોજન અવગાહીએ ( જઇએ ) ત્યારે જે ઉપરિતન જલાત આવે છે તે ઉપરિતન જલાતથી એક પ્રદેશની શ્રેણીએ વધતી ગોળાકાર તમસ્કાયની ઉત્પત્તિ છે, ત્યાથી તમસ્કાય સત્તરમો એકવીશ યોજન ઊંચો

સંખ્યાતા યોજનના વિસ્તારે થઇ ત્યાથી તિર્છો અસખ્ય યોજન વિસ્તાર પામતો, સૌધર્મ, ઇશાન, સનત્કુમાર અને માહેન્દ્ર એ ચારે દેવલોકને પણ ઉલ્લઘીને ઉચે બ્રહ્મદેવલોકમા રિષ્ટ નામના ત્રીજા પાથડા સુધી જઇને ત્યા પક્ષીના પાજરાના મથાળાની જેમ મળી ગયેલો છે

તમસ્કાયના તેર નામ આ પ્રમાણે—

तमे तिवा, तमुकाए तिवा, अंधकार इवा, महाधकारे इवा, लोगधकारे इवा, लोगतमिसे इवा, दवधकार इवा, देवतमिसे इवा, दवरण्णे इवा, दववूह इवा, देवफलिह इवा, दवपडिक्खोभे इवा, अरुणोदए ( समुद्दे ) इवा ॥

૧ તમ, ૨ તમસ્કાય, ૩ અધકાર, ૪ મહાધકાર, ૫ લોકાધકાર, ૬ લોકતમિસ, ૭ દેવાધકાર, ૮ દેવતમિશ્ર, ૯ દેવારણ્ય, ૧૦ દેવ યૂહ, ૧૧ દેવપરિધ, ૧૨ દેવપ્રતિક્ષોભ અને ૧૩ અરુણોદક સમુદ્ર–આ પ્રમાણે તમસ્કાયના તેર નામો જાણવા

આ બીના ક્ષેત્રલોકપ્રકાશમા પણ જણાવેલી છે

પ્રશ્ન ૩૫—સૌધર્મેન્દ્ર અને ઇશાનેન્દ્ર વચ્ચ વિવાદ થાય ત્યારે એ વિવાદને કોણ દૂર કરે છે ?

ઉત્તર—શ્રી ભગવતી સૂત્રના ત્રીજા શતકના પ્રથમ ઉદ્દેશામા જણાવ્યુ છે કે–જ્યારે તે બે ઇંદ્રો વચ્ચે વિવાદ થાય છે ત્યારે તેઓ સનત્કુમાર દેવેન્દ્રને સભારે છે અને સભારતા જ તે સનત્કુમાર દેવેન્દ્ર શક્રેન્દ્ર અને ઇશાનેન્દ્રની પાસે આવે છે, તે આવીને જે કહે છે તેને તેઓ માને છે–અગીકાર કરે છે

પ્રશ્ન ૩૬—વિનય અને બહુમાનની ચૌભગી જણાવો

ઉત્તર—શ્રી ઉપદેશપ્રાસાદ (સસ્કૃત) ગ્રથના ત્રીજા વિભા"

નાનાચારની વ્યાખ્યામા વિનય અને બહુમાનની ચઉભગી આ પ્રમાણે જણાવેલી છે —

૧ કોઈને વિનય હોય છે પરતુ બહુમાન હોતુ નથી શ્રી નેમિજિનેશ્વર પ્રત્યે કૃષ્ણવાસુદેવના પુત્ર પાલકની જેમ

૨ કોઈને બહુમાન હોય છે પરતુ વિનય હોતો નથી શાબ કુમારની જેમ અથવા નિમિત્ત જ્ઞાન શીખનારા બે વિદ્યાર્થીમાથી એક વિદ્યાર્થીની જેમ

૩ કોઈને વિનય અને બહુમાન બન્ને હોય છે રાજા કુમારપાળની જેમ

૪ કોઈને વિનય અને બહુમાન બન્ને હોતા નથી કપિલા દાસી અને કાલક સૌકરિક( કસાઈ )ની જેમ

પ્રશ્ન ૩૭—જિનપૂજામા હૃદયનુ બહુમાન અને સમ્યગ વિધિરૂપ શુદ્ધ રૂપુ અને શુદ્ધ મુદ્રાની ચતુર્ભગી જણાવેલી છે તે કેવી રીતે જાણવી ?

ઉત્તર—શ્રાદ્ધવિધિ સસ્કૃત પત્રાક ૬૪ મામા શ્રી જિનપૂજામા હૃદયનુ બહુમાન અને સમ્યગ્ વિધિવિધાનરૂપ શુદ્ધ રૂપુ અને શુદ્ધ મુદ્રાની ચતુર્ભગી જણાવેલી છે તે આ પ્રમાણે —

૧ શ્રી જિનપૂજા વિગેરેમા હૃદયનુ બહુમાન અને સમ્યગ્ વિધિવિધાન તે શુદ્ધ રૂપુ અને શુદ્ધ મુદ્રા( છાપ )સમાન જાણવુ

૨ સમ્યગ્ બહુમાન અને અસમ્યગ્ વિધિવિધાન તે શુદ્ધ રૂપુ અને અશુદ્ધ મુદ્રા સમાન જાણવુ

૩ સમ્યગ્ વિધિ અને અબહુમાન તે શુદ્ધ મુદ્રા અને અશુદ્ધ રૂપા સમાન જાણવુ

४ सम्यग् विधि पण नथी अने सम्यग् बहुमान पण नथी ते अशुद्ध रूपु, अने अशुद्ध मुद्रा समान जाणवु

प्रश्न ३८—धर्मना त्रण प्रकारना रूप कह्या छे ते 'धर्म' शब्दथी ओळखाय छे, ते त्रण प्रकारना रूप कया जाणवा ?

उत्तर —उपमितिभवप्रपचाना प्रथम प्रस्तावना पत्राङ्क ७२ मामा धर्मना त्रण प्रकारना रूप नीचे प्रमाणे जणाव्या छे

सामान्येन तावद्धर्मस्य त्रीण्येव रूपाणि द्रष्टव्यानि भवन्ति,
तद्यथा—कारण स्वभाव कार्य च ॥
तत्र सदनुष्ठान धर्मस्य कारण, तद् दृश्यते एव ।
स्वभाव पुनर्द्विविध साश्रवो अनाश्रवश्च ।

तत्र साश्रवो जीव शुभपरमाणूपचयरूप स पुण्यानुबन्धि पुण्यरूपो विज्ञेय, अनाश्रवस्तु पूर्वोपचितकर्मपरमाणुविलयमात्रलक्षण स निर्जरात्मको विज्ञेय, स एष द्विविधोऽपि धर्मस्वभावो योगिभिर्दृश्यते, अस्मादृशैरप्यनुमानेन दृश्यते एव, कार्य पुनर्धर्मस्य यावन्तो जीवगता सुन्दरविशेषा तेऽपि प्रतिप्राणि प्रसिद्धतया परिस्फुटतर दृश्यन्ते एव, तदिद कारणस्वभावकार्यरूपत्रय द्रष्टव्य ॥

सामान्य रीते धर्मना त्रण स्वरूप जणावेला छे कारण, स्वभाव अने कार्य तेमा सारा सारा अनुष्ठानो करवा ते धर्मनु कारण छे ए तो सर्वना जोवामा आवे छे. धर्मनो स्वभाव बे प्रकारनो छे साश्रव अने अनाश्रव, साश्रव स्वभाव प्राणीमा

શુભ પરમાણુઓના સગ્રહરૂપ છે અને તે પુણ્યાનુબધી પુણ્ય રૂપ સમજવો જે સ્વભાવ ઉદયમા આવતા વિપાકકાળે વિશેષ નવીન પુણ્યને બધ કરાવે તેને પુણ્યાનુબધી પુણ્ય કહેવામા આવે છે અનાશ્રવસ્વભાવ તે પૂર્વે એકઠા કરેલા કર્મપરમાણુઓના નાશરૂપ છે જે સ્વભાવ વિપાકકાળે આગળના બાધેલા શુભ કે અશુભ કર્મોનો નાશ કરે છે તેને અનાશ્રવ સ્વભાવ કહેવામા આવ છે અથવા નિર્જરા તરીકે ઓળખવામા આવે છે નિર્જરાનો સામાન્ય અર્થ આત્મપ્રદેશોથી કર્મોનુ ખરી જવુ એવો થાય છે આ આશ્રવ અને અનાશ્રવ બન્ને પ્રકારના સ્વભાવને યોગીઓ તો બરાબર ( પ્રત્યક્ષ ) જોઈ શકે છે અને અમારા જેવા અનુમાનથી જોઈ શકે છે ધર્મનુ કાર્ય તો પ્રત્યેક જીવમા જે અનેક પ્રકારની શુભપ્રાપ્તિઓ ( વિશેષો ) છે તે સ્પષ્ટ રીતે દેખાઈ આવતી હોવાથી સર્વને ખુલ્લી રીતે જણાઈ આવે છે આ પ્રમાણે ધર્મને કારણ, સ્વભાવ અને કાર્ય એ ત્રણ પ્રકારનો કહેલો છે

પ્રશ્ન ૩૯ —નવકોટિ પિંડૈષણા કેટલા પ્રકારે છે ? તથા નવકોટીના બસો સીત્તેર ભાગા કેવી રીતે થાય છે ?

ઉત્તર —શ્રી દશવૈકાલિકસૂત્રના પચમ પિંડૈષણા અધ્યયનની નિર્યુક્તિમા નવ કોટી પિંડૈષણાના બે પ્રકાર જણાવેલા છે, તથા તે નવકોટી પિંડૈષણાના બસો સીત્તેર ભાગા હરિભદ્રસૂરિ વિરચિત ટીકામા જણાવેલા છે તે આ પ્રમાણે —

પત્રાક ૧૬૨-૧૬૩ सा नवधा स्थिता पिण्डैषणा द्विविधा क्रियते । उद्गमकोटी, विशोधिकोटी च, तत्र परमु हननघातनानुमोदनपचनपाचनानुमोदनेषु प्रथमा उद्गमकोटी अविशोधिकोट्यवतरति, क्रीतत्रितये क्रयक्रापणानुमतिरूप विशो-

वित्तु विशोधिकोटी द्वितीया ॥ તે નવ પ્રકારની પિંડેષણા બે પ્રકારે પ્રતિપાદન કરેલી છે ઉદ્‌ગમકોટી અને વિશોધિ કોટી હણવુ, હણાવવુ અને હણતાને અનુમોદવુ તથા રાધવુ રંધાવવુ અને રાધનારને અનુમોદવુ આ છમા પ્રથમ ઉદ્‌ગમ કોટી અથવા, અવિશોધી કોટી કહેવાય છે ખરીદ કરવુ, ખરીદ કરાવવુ અને ખરીદ કરનારને અનુમોદવુ એ ત્રણમા વિશોધિકોટી કહેલી છે નવ કોટીના બસો સીત્તેર ભેદ થાય છે તે આ પ્રમાણે-नवकोडीओ दोहिं रागदोसेहिं गुणियाओ अट्ठारम हवति, ताओ चेव नव तिहिं मिच्छत्ताणाणअविरतीहिं गुणिताओ मत्ताविम हवति, मत्तावीमा रागदोसहिं गुणिया चउप्पन्ना हवति, ताओ चेव णव दसविहेण समणधम्मेण गुणिआओ विसुद्धाओ णउती भवति, मा णउती तिहिं नाण दसणचरित्तेहिं गुणिया दोमया मत्तरी भवतीति ॥

તે નવ કોટિને રાગ દ્વેષે ગુણવાથી અઢાર ભેદ થાય તે નવ કોટિને મિથ્યાત્વ, અવિરતિ અને અજ્ઞાન એ ત્રણે ગુણવાથી સત્તાવીશ થાય એ સત્તાવીશને રાગ દ્વેષે ગુણતા ચોપન થાય એ નવ કોટિને દશ પ્રકારના શ્રમણધર્મે ગુણતા નેવુ થાય એ નેવુને જ્ઞાન, દર્શન અને ચારિત્રે ગુણતા બસોને સીત્તેર થાય

| | | | | |
|---|---|---|---|---|
| ૯ ×૨ | ૯ ×૩ | ૨૭ ×૨ | ૯ ×૧૦ | ૯૦ ×૩ |
| ૧૮ | ૨૭ | ૫૪ | ૯૦ | ૨૭૦ |

પ્રશ્ન ૪૦—કામના ચોવીશ ભેદ કહ્યા છે તે કેવી રીતે

ઉત્તર —શ્રી દશવૈકાલિકસૂત્રના છઠ્ઠા ધર્માર્થ કામ અધ્યયનની નિર્યુક્તિના ગાથા ૨૫૯-૨૬૦-૨૬૧-૨૬૨ મા કામના ચોવીશ ભેદો જણાવેલા છે તે આ પ્રમાણે —

कामो चउवीसविहो, सपत्तो खलु तहा असपत्तो ।
सपत्तो चउदसहा, दसहा पुण हो असपत्तो ॥

કામના ચોવીશ ભેદ છે તે કામ બે પ્રકારે કહેલો છે ૧ સપ્રાપ્તકામ, ૨ અપ્રાપ્તકામ સપ્રાપ્તકામ ચૌદ પ્રકારનો છે અને અપ્રાપ્તકામ દશ પ્રકારનો છે એ પ્રમાણે કામના કુલ ચોવીશ ભેદ છે

પ્રશ્ન ૪૧ —શિક્ષા કેટલા પ્રકારે છે ?

ઉત્તર —શ્રી વિશેષાવશ્યકમૂત્રની ગાથા સાતમીની ટીકામા જણાવ્યુ છે કે-सा च शिक्षा द्विविधा-ग्रहणशिक्षा, आसेवनाशिक्षा च । तत्र द्वादशवर्षाणि यावत् सूत्र त्वयाऽध्येतव्यमित्युपदेशो ग्रहणशिक्षा, आसेवनाशिक्षा तु प्रत्युपेक्षणादि क्रियोपदशः ॥ તે શિક્ષા બે પ્રકારની છે ગ્રહણશિક્ષા એટલે બાર વર્ષપર્યંત શાસ્ત્રનો અભ્યાસ કરવો-સૂત્ર ભણવુ તે જાણવી પડિલેહણાદિ ક્રિયાનો ઉપદેશ તે આસેવનાશિક્ષા જાણવી.

પ્રશ્ન ૪૨ —પ્રદેશસક્રમ કેટલા પ્રકારનો છે ?

ઉત્તર —શ્રી કર્મપ્રકૃતિની શ્રી મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ૯૯ મા પ્રદેશસક્રમ પાચ પ્રકારનો જણાવેલ છે તે આ પ્રમાણે —૧ ઉદ્વલનાસક્રમ ૨ વિધ્યાતસક્રમ ૩ યથાપ્રવૃત્તસક્રમ ૪ ગુણસક્રમ ૫ સર્વસક્રમ

પ્રશ્ન ૪૩—બાર ચક્રવર્તીઓ પૈકી કેટલા મોક્ષે ગયા? કેટલા દેવલોકે ગયા? કેટલા નર્કે ગયા?

ઉત્તર—ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્રમા બારે ચક્રવર્તીના ચરિત્ર વિસ્તારથી આપેલા છે તેમા કહેલી ગતિ આ પ્રમાણે -બાર ચક્રવર્તીમાથી આઠ ચક્રવર્તી મોક્ષે ગયા છે તેઓના નામ- ૧ ભરત ૨ સગર ૩ શ્રી શાન્તિનાથ ૪ શ્રી કુથુનાથ ૫ શ્રી અરનાથ ૬ મહાપદ્મ ૭ હરિષેણ ૮ જયસેન આ આઠમા ત્રણ તીર્થંકર ચક્રવર્તી જાણવા બે ચક્રવર્તી દેવલોકે ગયા છે તેના નામ-૧ મઘવા ૨ સનત્કુમાર બે ચક્રવર્તી સાતમી નરકે ગયા છે તેના નામ-૧ સુભૂમ ૨ બ્રહ્મદત્ત

પ્રશ્ન ૪૪—બારે ચક્રવર્તી શરીરમા એક જ વર્ણવાળા જાણવા કે જુદા જુદા વર્ણવાળા જાણવા?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યકસૂત્રમા જણાવ્યુ છે કે બારે ચક્રીઓ નિર્મળ સુવર્ણના જેવા એક જ વર્ણવાળા જાણવા

પ્રશ્ન ૪૫—સ્વયબુધ્ધો અને પ્રત્યેકબુધ્ધોને જ્ઞાન, ઉપધિ વિગેરે કેમ્લુ હોય?

ઉત્તર—સિદ્ધપચાશિકાની અવચૂરિના પત્રાક ત્રીજામા જણાવ્યુ છે કે સ્વયબુધ્ધો બાહ્ય નિમિત્તકારણ વિના જાતિસ્મરણ વિગેરેથી પ્રતિબોધ પામે છે અને પ્રત્યેકબુધ્ધો બાહ્ય નિમિત્ત કારણ પામીને પ્રતિબોધ પામે છે સ્વયબુધ્ધોને બાર પ્રકારની પાત્રાદિક ઉપધિ હોય છે પ્રત્યેકબુદ્ધને ઉત્કૃષ્ટથી પ્રાવરણ (વસ્ત્ર) વર્જીને નવ પ્રકારની ઉપધિ હોય છે અને જઘન્યથી રજોહરણ તથા મુહપત્તિ એ બે પ્રકારની ઉપધિ હોય છે પ્રત્યેક બુધ્ધો એકાકી વિચરનારા હોય છે, તે ગચ્છવાસી

નથી સ્વયંબુધ્ધોને પૂર્વે ભણેલું જ્ઞાન હોય છે ? ઉત્તર-જો પૂર્વે ભણેલું જ્ઞાન હોય છે તો વેશ શાસનદેવતા અર્પણ કરે છે અથવા ગુરુની પાસે જઇને વેશને અંગીકાર કરે છે જો એકાકી વિહાર કરવાને સમર્થ હોય તો તે એકાકી પણ વિહાર કરે છે અથવા ગચ્છમાં પણ રહે છે, પરંતુ સ્વયંબુધ્ધોને પૂર્વે ભણેલું જ્ઞાન ન હોય તો તેઓ નિયમા ગુરુની પાસે વેશને અંગીકાર કરે છે અને ગચ્છને પણ છોડતા નથી પ્રત્યેકબુધ્ધોને પૂર્વે ભણેલું જ્ઞાન નિયમા હોય છે તે પૂર્વે ભણેલું જ્ઞાન જઘન્ય અગિયાર અંગ પ્રમાણ જાણવું, ઉત્કૃષ્ટ કાંઇક ઓછું એવું દશ પૂર્વનું જાણવું પ્રત્યેકબુધ્ધોને વેશ શાસનદેવતા અર્પણ કરે છે અથવા કોઇક પ્રત્યેકબુદ્ધ વેશ રહિત પણ હોય છે

પ્રશ્ન ૪ —ક્ષપિતકર્માંશ જીવો કઇ ત્રણ પ્રકૃતિઓ એકમો ત્રેસઠ સાગરોપમ અને ચાર પલ્યોપમ સુધી ન બાંધે ?

ઉત્તર —કર્મપ્રકૃતિની મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાંક ૧૧૪ મા જણાવ્યું છે કે-ક્ષપિતકર્માંશ જીવ ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા યુગલિક મનુષ્યમાં ઉત્પન્ન થાય ત્યાં દેવદ્વિક બાંધે છે, પરંતુ તિર્યગ્દ્વિક અને ઉદ્યોત એ ત્રણ પ્રકૃતિ બાંધતો નથી. યુગલિક મનુષ્યમાં અંતર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહે ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને સમ્યક્ત્વ સહિત પલ્યોપમની સ્થિતિવાળો દેવ થાય સમ્યક્ત્વ સહિત દેવભવમાંથી ચ્યવીને મનુષ્ય થાય મનુષ્ય ગતિમાંથી સમ્યક્ત્વ સહિત નવમા ગ્રૈવેયકે (૩૧) એકત્રીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થાય ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્ત્ત પછી મિથ્યાત્વે જાય ત્યાં અંતર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહે ત્યારે પાછો સમ્યક્ત્વ પ્રાપ્ત

કરે ત્યારપછી મનુષ્યગતિમા આવીને બારમા દેવલોકે જાય ત્યાથી ચ્યવીને મનુષ્ય થઇને પુન બારમા દેવલોકે જાય ત્યાથી ચ્યવીને મનુષ્ય થઇને પુન બારમા દેવલોકે જાય આ પ્રમાણે ત્રણ વાર બારમા દેવલોકે જાય બારમા દેવલોકે ઉત્કૃષ્ટી સ્થિતિ બાવીશ સાગરોપમની છે, એટલે છાસઠ સાગરોપમ થાય બારમા દેવલોકથી ચ્યવી મનુષ્ય થઇને અનુત્તર વિમાનમા જાય. ત્યાથી નીકળી મનુષ્ય થઇને ફરી અનુત્તર વિમાનમા જાય ચાર અનુત્તર વિમાનમા ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે એટલે બે વાર અનુત્તરમા જાય તેના છાસઠ સાગરોપમ થાય એકદર એકસો ત્રેસઠ સાગરોપમ તથા ચાર પલ્યોપમ સુધી તિર્યગ્દ્વિક તથા ઉદ્યોત આ ત્રણ પ્રકૃતિને તે જીવ બાધતો નથી જો કે ગ્રૈવેયકમા સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વે જાય છે, પરતુ ત્યા દેવસ્વભાવે આ ત્રણે પ્રકૃતિ બધાતી નથી

| | | |
|---|---|---|
| ગ્રૈવેયકમા ૩૧ મા<br>બારમા દેવલોકે ત્રણ<br>વાર જવાથી ૬૬ સા<br>અનુત્તર વિમાનમા<br>બેવાર જવાથી ૬૬ સા | યુગલિકમા ૩<br>પલ્યોપમ<br>દેવભવમા ૧<br>પ ચોપમ | એક ~<br>૧૬૩ સાગરાપમ<br>૪ પ ચોપમ |
| ૧૬૩ સા | ૪ પલ્યોપમ | |

**પ્રશ્ન ૪૭**—ક્ષપિતકર્માશ જીવ એકને પચાશી સાગરોપમ તથા ચાર પલ્યોપમ સુધી કઇ નવ પ્રકૃતિઓને બાધતો નથી

**ઉત્તર**—શ્રીકર્મપ્રકૃતિની શ્રી મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ૧૧૪મા ક્ષપિતકર્માશ જીવ એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય,

ચઉરિન્દ્રિયજાતિ, સ્થાવર, આતપ, સૂક્ષ્મ, સાધારણ તથા અપર્યાપ્ત–એ નવ પ્રકૃતિઓ ૧૮૫ સાગરોપમ ને ૪ પલ્યોપમ સુધી બાંધતો નથી એકસો પચાશી સાગરોપમ તથા ચાર પલ્યોપમની સ્પષ્ટ બીના આ પ્રમાણે જાણવી–ક્ષપિતકર્માંશ જીવ છઠ્ઠી નરકે બાવીશ સાગરોપમની સ્થિતિવાળો નારકી થાય ત્યા અન્તર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહે ત્યારે સમ્યક્ત્વ પામે ત્યાથી સમ્યક્ત્વ સહિત નીકળીને મનુષ્યપણુ પામે મનુષ્યપણામા દેશવિરતિનુ પાલન કરીને સૌધર્મ દેવલોકે ચાર પલ્યોપમની સ્થિતિવાળો દેવ થાય દેવભવમાથી સમ્યક્ત્વ સહિત ચ્યવીને મનુષ્ય થાય મનુષ્યભવમા સયમની આરાધના કરીને નવમા ગ્રૈવેયક એકત્રીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થાય ત્યા ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્ત પછી મિથ્યાત્વે જાય તે નવમા ગ્રૈવેયકમા મિથ્યાત્વયુક્ત કાળ પૂર્ણ કરતો અન્તર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહે ત્યારે સમ્યક્ત્વ પામે અહીં પણ દેવસ્વભાવે એ નવ પ્રકૃતિઓનો બધ થતો નથી નવમા ગ્રૈવેયકથી સમ્યક્ત્વ સહિત ચ્યવીને મનુષ્ય થઇ સમ્યક્ત્વનુ પાલન કરીને બારમા દેવલોકે જાય ત્યાથી નીકળી મનુષ્ય થઇ સમ્યક્ત્વનુ પાલન કરીને પુન બારમા દેવલોકે જાય ત્યાથી નીકળી મનુષ્ય થઇ ત્રીજી વાર બારમા દેવલોકે જાય એ પ્રમાણે ત્રણ વાર બારમા દેવલોકે જવાથી છાસઠ સાગરોપમ થાય ત્રીજી વાર બારમા દેવલોકથી ચ્યવી મનુષ્ય થઈ અનુત્તર વિમાનમા તેત્રીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થાય ત્યાથી નીકળી મનુષ્ય થઈ પુન અનુત્તર વિમાનમા તેત્રીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થાય અનુત્તર વિમાનના પાચ ભેદ છે તેમાના અહીં ચાર અનુત્તર વિમાન જાણવા કારણ કે સર્વાર્થસિદ્ધ

વિમાનમા અજઘન્યોત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની જે છે ચાર અનુત્તર વિમાનમા જઘન્ય એકત્રીશ સાગરોપમની અને ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે એટલે બે વાર ચાર અનુત્તર વિમાનમા જવાથી છાસઠ સાગરોપમ થાય છઠ્ઠી નારકીમા ૨૨ સાગરોપમ, સૌધર્મ દેવલોકે ૪ પલ્યોપમ, અનુત્તર વિમાનમા બે વાર જવાથી ૬૬ સાગરોપમ, બારમા દેવલોકે ત્રણ વાર જવાથી ૬૬ સાગરોપમ, નવમી ગ્રૈવેયકમા એક વાર જવાથી ૩૧ સાગરોપમ આ પ્રમાણે એક દર ૨૨+૬૬+૬૬+૩૧=૧૮૫ સાગરોપમ અને ચાર પલ્યોપમ થયા

પ્રશ્ન ૪૮—પુદ્ગલોના ભેદ કેટલા પ્રકાર છે?

ઉત્તર —શ્રીપન્નવણાસૂત્રના અગિયારમા ભાષાપદમા પુદ્ગલોનો ભેદ પાચ પ્રકારે જણાવ્યા છે તે આ પ્રમાણે —**तेमिण भंते! दव्वाण कतिविह भेए पण्णत्ते? गोयमा! पचविह भेए पण्णत्ते, त जहा-खडभेदे, पयरभेद, चुण्णियाभेद, अणुतडियाभेदे, उक्करियाभेदे ।**

હે ભગવન્! તે દ્રવ્યોના ભેદ કેટલા પ્રકાર છે? હે ગૌતમ! ભેદ પાચ પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે —ખડભેદ, પ્રતરભેદ, ચૂર્ણિકાભેદ, અનુતટિકાભેદ અને ઉત્કરિકાભેદ શ્રીભગવતીસૂત્રના પાચમા શતકના ચોથા ઉદ્દેશામા પણ શ્રુતકેવલિની વ્યાખ્યાના ચાલેની છે ત્યાં પણ પુદ્ગલોનો ભેદ પાચ પ્રકારે કહ્યો છે તે આ પ્રમાણે —**इह पुद्गलाना भेद पञ्चधा भवति खण्डादिभेदात् तत्र खण्डभेद॰ खण्डशो यो भवति लोष्टादेरिव, प्रतरभेद अभ्रपटलानाम् इव। चूर्णिकाभेद तिलादिचूर्णवत्, अनुत-**

टिकाभेद अवटतटभेदवत्, उत्कारिकाभेदः एरण्डबीजा नामिवेति । પુદ્ગલોનુ ખડ વિગેરે પ્રકારથી પાચ પ્રકારનુ ભેદન કહેલુ છે ઢેફા વિગેરેની પેઠે ટુકડે ટુકડારૂપે પુદ્ગલોના ભેદાવાને ખડભેદ કહે છે, અભ્રપટલની[1] પેઠે પુદ્ગલોના ભેદાવાને પ્રતર ભેદ કહે છે, તલ વિગેરેના ચૂર્ણની પેઠે પુદ્ગલોના ભેદાવાને ચૂર્ણિકાભેદ કહે છે, કૂવાના કાઠાની તરાડોની પેઠે પુદ્ગલોના ભેદાવાને અનુતટિકા ભેદ કહે છે અને એરડાના બીજની પેઠે પુદ્ગલોના ભેદાવાને ઉત્કરિકા ભેદ કહે છે

**પ્રશ્ન ૪૯** —સાત ભવ ઉપરાઉપરી તિર્યંચપણુ પામીને સાત વખત નરકદ્વિક બાધીને આઠમા ભવમા મનુષ્ય થઈ ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે ?

ઉત્તર —કર્મપ્રકૃતિની મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ૧૦૯ મામા ઉત્કૃષ્ટ પ્રદેશસક્રમની વ્યાખ્યામા આ બીના જણાવેલી છે તે આ પ્રમાણે-પૂર્વક્રોડ આયુષ્યવાળા તિર્યંચના ઉપરાઉપરી સાત ભવ કરે ત્યા સાતે ભવમા નરકગતિ અને નરકાનુપૂર્વી બાધે ततोऽष्टमभवे मनुष्यो भूत्वा क्षपकश्रेणिं प्रतिपन्नोऽन्यत्र तन्नरकद्विक मसक्रमयन् चरमसछोभे सर्व सक्रमेण तस्योत्कृष्ट प्रदेशसक्रम करोति ॥

ત્યારબાદ આઠમા ભવમા મનુષ્ય થઇને ક્ષપકશ્રેણિને પ્રાપ્ત કરતો સતો તે નરકદ્વિકને અન્યત્ર નહિ સક્રમાવતો સતો પ્રાતે સર્વ સક્રમવડે બધી પ્રકૃતિ સમાવી દેય તેને ઉત્કૃષ્ટ પ્રદેશસક્રમ કહીએ

**પ્રશ્ન ૫૦** —દ્રવ્યપ્રાણ તથા ભાવપ્રાણ કોને કહેવાય ? તથા એકલા ભાવપ્રાણ કોને હોય ?

---

૧ અભ્રકના જેમ પડ ઉખડે છે તેમ

ઉત્તર —જીવવિચારસૂત્રની ટીકામા જણાવ્યુ છે કે દ્રવ્ય પ્રાણ તથા ભાવપ્રાણ સસારી જીવને હોય છે દ્રવ્યપ્રાણ પાચ ઇંદ્રિયાદિક જાણવા અને ભાવપ્રાણ જ્ઞાનાદિ જાણવા આઠ કર્મનો નાશ કરવાથી શરીરાદિના આત્યનિક વિયોગવાળા સિદ્ધ પરમાત્માને અનતજ્ઞાન, અનતદર્શન, અનતચારિત્ર અને અનતવીર્ય એમ ચાર ભાવપ્રાણ જ કહેલા છે

પ્રશ્ન ૫૧ —ચરણસીત્તરીના તથા કરણસીત્તરીના ભેદ જણાવો

ઉત્તર —શ્રી દશવૈકાલિકસૂત્રની હરિભદ્રસૂરિવિરચિત ટીકાના પત્રાક ત્રીજામા ચરણસીત્તરીના તથા કરણસીત્તરીના ભેદ જણાવેલા છે તે આ પ્રમાણે —

वय समणधम्म सजम, वेयावच्च च बभगुत्तीओ ।
णाणादितिय तव, कोहनिग्गहाइ चरणमेय ॥ १ ॥

પાંચ મહાવ્રત, દશ પ્રકારનો શ્રમણધર્મ, સત્તર પ્રકારનુ સજમ, દશ પ્રકારે વૈયાવચ્ચ, નવ પ્રકારનુ બ્રહ્મચર્ય, જ્ઞાનાદિ ત્રિક, બાર પ્રકારનો તપ અને ચાર કષાયનો નિગ્રહ—એ પ્રમાણે ચરણસીત્તરીના સીત્તર ભેદ જાણવા ૫+૧૦+૧૭+૧૦+૯+૩+૧૨+૪=૭૦

पिंडविसोहि समिद, भावणा पडिमा य इदियनिरोहो ।
पडिलेहण गुत्तीओ, अभिग्गहा चेव करण तु ॥ २ ॥

ચાર પ્રકારની પિંડવિશુદ્ધિ, પાચ સમિતિ, અનિત્યાદિ બાર પ્રકારની ભાવના, સાધુની બાર પ્રતિમા, પાચ ઇંદ્રિયોનો નિરોધ, મુહપત્તિની પચ્ચીશ પડિલેહણા, ત્રણ પ્રકારની ગુપ્તિ અને

ચાર પ્રકારનો અભિગ્રહ-એ પ્રમાણે કરણસીત્તરીના સીત્તેર ભેદ જાણવા ( ૪ ૫ ૧૨ ૧૨ ૫ ૨૫ ૩ ૪=૭૦ )

**પ્રશ્ન ૫૨**—ઋદ્ધિના કેટલા પ્રકાર છે?

**ઉત્તર**—ઋદ્ધિના ત્રણ પ્રકાર છે ભોગર્ધિ, પાપર્ધિ અને પુણ્યર્ધિ આ અધિકાર શ્રાદ્ધવિધિમા પ્રતિપાદન કરેલ છે

**પ્રશ્ન ૫૩**—કઈ ચાર વસ્તુઓ કરવા યોગ્ય છે?

**ઉત્તર**—શ્રી પાર્શ્વનાથ ( ગદ્ય ) ચરિત્રમા નીચે બતાવેલી ચાર વસ્તુઓ કરવા યોગ્ય કહી છે—

त्यज दुर्जनससर्गं, भज साधुसमागम ।
कुरु पुण्यमहोरात्र, स्मर नित्यमनित्यताम् ॥ १ ॥

દુર્જનના સગનો ત્યાગ કરવો, સાધુજનનો સમાગમ કરવો ચોવીશે કલાક પુણ્ય ઉપાર્જન કરવુ અને સસારની અનિત્યતાનુ સ્મરણ કરવુ

**પ્રશ્ન ૫૪**—આઠ પ્રકારનો સ્પર્શ શેમા કહેલો છે?

**ઉત્તર**—શ્રી તત્ત્વાર્થસૂત્રની વૃત્તિમા આઠ પ્રકારના સ્પર્શની વ્યાખ્યા જણાવેલી છે તે આ પ્રમાણે—

अत्र च स्निग्धरूक्षशीतोष्णाश्चत्वार एव अणुषु सभवन्ति, स्कधेष्वष्टावपि यथासभवमभिधानीया. ।

એક પરમાણુમા જુદા જુદા સમયને આશ્રીને શીત, ઉષ્ણ સ્નિગ્ધ અને રૂક્ષ એ ચાર સ્પર્શ હોય એક પરમાણુમા બે

સમયે તો શીત અને સ્નિગ્ધ અથવા શીત અને રૂક્ષ અથવા ઉષ્ણ અને સ્નિગ્ધ અથવા ઉષ્ણ અને રૂક્ષ એ ચાર પ્રકારમાંથી કોઈપણ પ્રમાણના બે સ્પર્શ હોઇ શકે જો કે પરમાણુમાં સ્પર્શ સંબંધી જુદા જુદા મતો છે તો પણ બહુમતે પરમાણુમાં ચાર સ્પર્શ મનાય છે આઠ સ્પર્શ તો બાદર પરિણામી સ્કંધોમાં જ હોય

પ્રશ્ન ૫૫ —પાંચ મુદ્રા પ્રતિષ્ઠામાં તથા મન્ત્રાદિ વિધાનમાં કરવામાં આવે છે તેનો શ્લોક જણાવો

ઉત્તર —શ્રીમાન્ દેવસૂરિવિરચિત સૂરિમન્ત્રસ્તોત્રમાં પાંચ મુદ્રાની આ ગાથા જણાવેલી છે —

सोहग्ग परमिट्ठि, पवयण सुरहि कयंजलि झाणे ।
मुद्दा पणगम्मेयं, कायव्व मन्तकालंपि ॥ १ ॥

સૌભાગ્યમુદ્રા, પરમેષ્ઠિમુદ્રા, પ્રવચનમુદ્રા, સુરભિમુદ્રા ( ધેનુમુદ્રા ) અને અંજનિમુદ્રા એ પાંચ મુદ્રાઓ જાણવી

પ્રશ્ન ૫૬ —કલ્યાણની અભિલાષાવાળા જીવો ઘણા છે કે થોડા ?

ઉત્તર —ધર્મ બિન્દુ પ્રકરણની શ્રી મુનિચન્દ્રસૂરિવિરચિત ટીકામાં જણાવ્યું છે કે—

श्रेयोऽर्थिनो हि भूयांसो, लोके लोकोत्तरे च न ।
स्तोका हि रत्नवणिज , स्तोकाश्च स्वात्मसाधका ॥ १ ॥

લૌકિકમાં અને લોકોત્તરમાં કલ્યાણની અભિલાષાવાળા જીવો ઘણાં હોય છે, કારણ કે જેમ રત્નના વેપારી થોડા હોય છે તેવી જ રીતે આત્મસાધન કરનારા(મોક્ષની વાંછાવાળા) જીવો થોડા હોય છે

પ્રશ્ન ૫૭—આવર્જિકરણ એટલે શુ ? અને આવર્જિ કરણ કેટલા સમયનુ હોય ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યકસૂત્રની ગાથા ૩૦૫૦-૩૦૫૧ ની ટીકામા જણાવ્યું છે કે—કેવળીસમુદ્ઘાત કરવાની ઇચ્છાવાળા કેવળના ી પ્રથમ આવર્જિકરણ કરે છે એટલે કે સમુદ્ઘાત કરવા માટે પ્રથમ 'મારે હવે આ કરવુ જોઇએ' એવા પ્રકારનો કેવળજ્ઞાનીનો જે ઉપયોગ ત અથવા ઉદયાવળિકામા કમ પ્રક્ષેપરૂપ વ્યાપાર તે આવર્જિકરણ કહેવાય આવર્જિકરણ કેટલા સમયનુ હોય તેના માટે પ્રજ્ઞાપનાસૂત્રમા પ્રશ્ન થયેલ છે કે-" હે ભગવત ! આવર્જિકરણ કેટલા સમયનુ હોય ? " હે ગૌતમ ! અસખ્યાત સમયવાળા અ તર્મુહૂર્ત્તના પ્રમાણવાળુ આવર્જિકરણ જાણવું

( સમુદ્ઘાત બધા કેવળી ન કરે, આવર્જિકરણ તો બધા કેવળી કરે )

પ્રશ્ન ૫૮—આયુષ્ય કર્મમા ગુણશ્રેણી થાય કે નહિ ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યકસૂત્રમા પ્રતિપાદન કર્યું છે કે આયુષ્ય કમની ગુણશ્રેણી થતી નથી, તે તો જેવુ બાધ્યુ હોય તેવુ વેદાય છે

પ્રશ્ન ૫૯—લોકાતિક દેવોના વિમાનમા રહેતા દેવોની આયુષ્યની સ્થિતિ કેટલા પ્રમાણવાળી છે ?

ઉત્તર—શ્રી ભગવતીસૂત્રના છઠ્ઠા શતકના પાચમા ઉદ્દેશામા જણાવ્યુ છે કે-લોકાતિક દેવોના વિમાનોમા રહેતા દેવોની સ્થિતિ આઠ સાગરોપમની હોય છે

પ્રશ્ન ૬૦ —લોકાંતિક દેવોના વિમાનોમા દેવપણે પૂર્વે જીવો અનતી વાર ઉત્પન્ન થયા છે ?

ઉત્તર —લોકાંતિક દેવોના વિમાનોમા દેવપણે પૂર્વે જીવો અનતી વાર ઉત્પન્ન થયા નથી, કારણ કે ત્યા સખ્યાતી વખત જ ઉત્પન્ન થવાપણુ શ્રી જીવાજીવાભિગમ સૂત્રમા કહેલુ છે

પ્રશ્ન ૬૧ —એક નિગોદમા કેટલા જીવ હોય ?

ઉત્તર —અતીત, અનાગત અને વર્તમાનકાળના જેટલા સમય થાય તેના કરતા અનતગુણા જીવો એક નિગોદમા હોય છે

પ્રશ્ન ૬૨ —પુદ્ગલવિપાકી કેટલી પ્રકૃતિ છે ? ક્ષેત્રવિપાકી કેટલી પ્રકૃતિ છે ? ભવવિપાકી કેટલી પ્રકૃતિ છે ? અને જીવવિપાકી કેટલી પ્રકૃતિ છે ?

ઉત્તર —પુદ્ગલવિપાકી છત્રીશ પ્રકૃતિ છે, ક્ષેત્રવિપાકી ચાર પ્રકૃતિ છે, ભવવિપાકી ચાર પ્રકૃતિ છે, જીવવિપાકી અઠ્ઠોતેર પ્રકૃતિ છે

પ્રશ્ન ૬૩—શ્રી જિનેશ્વરની ભાષા સર્વને સ્વભાષામા કેવી રીતે પરિણમે ?

ઉત્તર —શ્રી આવશ્યક નિર્યુક્તિની મલયગિરિસૂરિવિરચિત ટીકામા જણાવ્યુ છે કે–મેઘવૃષ્ટિના પાણી જેમ જુદા જુદા ભાજનોથી વિવિધ વર્ણાદિવાળા થાય છે તેમ શ્રી જિનેશ્વરની વાણી પણ સર્વ જીવોને સ્વસ્વભાષાપણે પરિણમે છે

પ્રશ્ન ૬૪ —સમાચારી કેટલા પ્રકાર છે ?

ઉત્તર—શ્રીવિશેષાવશ્યક સૂત્રમા પ્રતિપાદન કર્યું છે કે સમાચારી ત્રણ પ્રકારે છે પહેલી ઓઘસમાચારી, તે સામાન્યથી પડિલેહણ આદિ સાધુસમાચારી કહેવાય છે તે ઓઘનિર્યુક્તિથી જાણવી બીજી દશવિધ ( ચક્રવાલ ) સમાચારી તે ઇચ્છાકાર-મિથ્યાદુષ્કૃતાદિ દશ પ્રકારની સાધુસમાચારી આવશ્યકનિર્યુક્તિથી જાણવી અને ત્રીજી પદવિભાગસમાચારી તે છેદસૂત્રોદ્વારા જાણવી આ ત્રિવિધ સમાચારીમા પ્રથમ ઓઘસમાચારી નવમા પૂર્વગત આચાર નામની ત્રીજી વસ્તુના વીશમા પ્રાભૃતાન્તર્ગત ઓઘ પ્રાભૃતપ્રાભૃતમાથી ઉદ્ધરીને પરમોપકારી કરુણાળુ પૂર્વાચાર્યોએ વર્તમાન સમયના અલ્પબુદ્ધિ તથા અલ્પાયુવાળા સાધુઓના ઉપકાર માટે ઓઘનિર્યુક્તિ નામનો સક્ષિપ્ત ગ્રન્થ રચ્યો તેમ છે કેમકે ઉપર કહેલા સર્વ શ્રુતનુ અધ્યયન આ કાળના જીવો કરી શકે નહિ તેથી આગળ ઉપર તે શ્રુત વિચ્છેદ થશે એમ જાણીને કૃપાળુ આચાર્યોએ અનુગ્રહ કરવા માટે ઉપરના શ્રુતમાથી ઉદ્ધરીને ઓઘનિર્યુક્તિરૂપે આપી છે દશવિધ સમાચારી ઉત્તરાધ્યયન સૂત્રના છવીશમા અધ્યયનમાથી ઉદ્ધરીને થોડા વખતના જ ચારિત્ર ગ્રહણ કરેલા અને તે શ્રુતનુ અધ્યયન ન કરી શકે એવા સાધુઓ પર ઉપકાર કરવાને માટે ઇચ્છા, મિચ્છાદિ સક્ષિપ્તપણે રચીને આપી છે અને છેદગ્રન્થ સબધી પદવિભાગસમાચારી નવમા પૂર્વમાથી ઉદ્ધરી છે

પ્રશ્ન ૮૫—જ્યા પ્રથમ જ સમવસરણ થતુ હોય તથા જે સાધુએ સમવસરણ પૂર્વે ન દીઠુ હોય તે ત્યા ન આવે તો તેને પ્રાયશ્ચિત્ત આવે કે કેમ ?

ઉત્તર—આવશ્યક સૂત્રની નિર્યુક્તિની ગાથા ૫૬૮ ની શ્રી મલયગિરિસૂરિવિરચિત ટીકામા જણાવ્યુ છે કે—

यत्र तत्तीर्थंकरापेक्षया अपूर्वम् अभूतपूर्वम् समवसरणं न दृष्टं पूर्वं वा येन श्रमणेन स द्वादशभ्यो योजनेभ्य आगच्छति, अथ नागच्छति अवज्ञया ततोऽनागते सति तस्य चतुर्लघवः प्रायश्चित्तम् ॥

જ્યા અપૂર્વ ( પ્રથમ ) સમવસરણ થયું હોય, જે સાધુએ પૂર્વે સમવસરણ ન દીઠુ હોય તે બાર યોજન દૂરથી પણ ન આવે તો તેને ચાર લઘુપ્રાયશ્ચિત્ત આવે

પ્રશ્ન ૬૬—ચાર પ્રકારની ભાષામા કેવલિભગવતને કઇ ભાષા હોય ?

ઉત્તર—ચાર પ્રકારની ભાષામાથી કેવલિભગવતને પ્રથમ સત્યાભાષા તથા ચોથી અસત્યામૃષા ( વ્યવહારભાષા ) એ બે પ્રકારની ભાષા હોય છે

પ્રશ્ન ૬૭—રાજામા કેટલા ગુણ હોય ?

ઉત્તર—કાળલોકપ્રકાશના પત્રાંક ૪૪ મા જણાવ્યુ છે કે—छत्तिसाहित्थ पत्थिवगुणेहिं सजुत्तो ॥ રાજામાં છત્રીશ ગુણો કહેલા છે—૧ અગોપાગ ખડિત ન હોય, ૨ સપૂર્ણ શુભ લક્ષણ વાળો હોય, ૩ રૂપથી શોભતુ શરીર હોય, ૪ મદ રહિત હોય, ૫ જગતમા પરાક્રમી ગણાય તેવો હોય, ૬ યશવાળો હોય, ૭ દયાળુ હૃદયવાળો હોય, ૮ કળાઓ ઉપાર્જન કરેલી હોય, ૯ શુદ્ધ રાજ બીજ હોય, ૧૦ વૃદ્ધ પુરુષોનાં વચનને અનુસરનારો હોય, ૧૧ ત્રણ પ્રકારની શક્તિવાળો હોય, ( મન્ત્રશક્તિ—ઉત્સાહશક્તિ—કાર્યશક્તિ ), ૧૨ પ્રજાપ્રેમી હોય, ૧૩ પ્રજાના ગુરુરૂપ

૧૪ ત્રણે પુરુષાર્થને સમાનપણે સાધનારો હોય, ૧૫ અક્ષય ભંડારવાળો હોય, ૧૬ સત્ય પ્રતિજ્ઞાવાળો હોય, ૧૭ દૂતની દૃષ્ટિ વાળો હોય ( જેના દૂતો ચોતરફ ફરતા હોય ) ૧૮. દૂરથી બીજાના વિચારને જાણનારો હોય, ૧૯ કોઈ પણ આરંભેલા કાર્યને પૂર્ણ કરનારો હોય, ૨૦ શસ્ત્રપ્રવીણ હોય, ૨૧ શાસ્ત્ર પ્રવીણ હોય, ૨૨ દુષ્ટનો નિગ્રહ કરનારો હોય, ૨૩ સજ્જન ઉપર અનુગ્રહ કરનારો હોય, ૨૪ ચાર પ્રકારના ઉપાયથી રાજ્યલક્ષ્મી મેળવેલી હોય, ૨૫ દાતાર હોય, ૨૬ અવશ્ય જય મેળવનાર હોય, ૨૭ ન્યાયપ્રિય હોય, ૨૮ ન્યાય જાણનારો હોય, ૨૯ વ્યસન રહિત હોય, ૩૦ ઘણા વીર્યવાળો હોય, ૩૧ ગંભીર તાવાળો હોય ૩૨ ઉદાર હોય, ૩૩ હોશિયાર હોય, ૩૪ દુશ્મને જ્યાંસુધી નમસ્કાર નથી કર્યો ત્યાંસુધી જ દુશ્મન પ્રત્યે ક્રોધવાળો હોય, ( શત્રુએ પ્રણામ કર્યો કે તરત જ જેનો ક્રોધ દૂર થઈ જાય ) ૩૫ તત્ત્વને જાણનાર હોય, ૩૬. સત્ત્વશાળી હોય

પ્રશ્ન ૬૮ —કેવલિભગવંત સંજ્ઞી કહેવાય કે અસંજ્ઞી કહેવાય?

ઉત્તર —પંચસંગ્રહની શ્રીમલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાંક ૩૬ મામાં જણાવ્યું છે કે કેવળીભગવંત દ્રવ્યમનની અપેક્ષા વડે સંજ્ઞી કહેવાય અને મનોવિજ્ઞાનની અપેક્ષાએ અસંજ્ઞી કહેવાય.

मणकरण केवलिणोऽवि अत्थि तेण सन्निणो वुचंति, "
मणोविन्नाण पडुच्च ते सन्निणो न हवंति ।

પ્રશ્ન ૬૯—મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ–આ ચાર બંધના હેતુ ચૌદે ગુણસ્થાનકે હોય, કે દરેક ગુણ સ્થાનકે ફેરફાર હોય?

ઉત્તર —પંચસંગ્રહની મલયાગરિસૂરિવિરચિત ટીકાના પત્રાંક ૧૨૭ માંમાં જણાવ્યું છે કે-આ ચારે પ્રકારના બંધના હેતુ ચૌદ ગુણસ્થાનકમાં હોતા નથી પણ દરેક ગુણસ્થાનકે ફેરફાર હોય છે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે-મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ આ ચારે બંધના હેતુ હોય છે સાસ્વાદનગુણસ્થાનક-મિશ્ર દૃષ્ટિગુણસ્થાનક-અવિરતિસમ્યગદૃષ્ટિગુણસ્થાનક આ ત્રણે ગુણસ્થાનકમાં અવિરતિ, કષાય અને યોગ એ ત્રણ બંધના હેતુ હોય છે દેશવિરતિગુણસ્થાનકે કિંચિત્ ન્યૂન ત્રણ બંધના હેતુ હોય છે પ્રમત્તગુણસ્થાનકે, અપ્રમત્તગુણસ્થાનકે, અપૂર્વકરણગુણસ્થાનકે, અનિવૃત્તિબાદર ગુણસ્થાનકે અને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે-આ પાંચ ગુણસ્થાનકે કષાય અને યોગ એ બે બંધના હેતુ હોય છે ઉપશાંતમોહગુણસ્થાનકે-ક્ષીણમોહગુણસ્થાનકે-સયોગીકેવલિ ગુણસ્થાનકે કેવળ યોગ એક જ બંધનો હેતુ હોય છે અયોગી કેવલિગુણસ્થાનકે બંધહેતુનો અભાવ છે (તેઓ અબંધક છે)

પ્રશ્ન ૭૦—સંશય એટલે શું ? વિપર્યય એટલે શું ? અનધ્યવસાય એટલે શું ? અને યદૃચ્છા એટલે શું ?

ઉત્તર —નિશ્ચય વિનાનું બંને પક્ષનું જ્ઞાન થાય તે સંશય કહેવાય પદાર્થથી વિરુદ્ધ જ્ઞાન થાય તે વિપર્યય કહેવાય પદાર્થના સ્વરૂપનો ખ્યાલ ન આવે એવું સામાન્ય જ્ઞાન તે અનધ્યવસાય કહેવાય કોઈ વાર ઘટ શબ્દ સાંભળીને ઘટનું જ્ઞાન થાય અને કોઈક વખત ઘટ શબ્દ સાંભળીને પટનું જ્ઞાન થાય તેને યદૃચ્છા કહેવાય.

પ્રશ્ન ૭૧—ઐકાંતિક કોને કહેવાય ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યક સૂત્રની ગાથા ૫૫ માની-ટીકામા જણાવ્યુ છે કે-જેનાથી જરૂર ફળ થાય, ફળ થયા વિના ન રહે તે એકાન્તિક લાભકારી કહેવાય

પ્રશ્ન ૭૨—સાતમી નરકમાથી નીકળીને તથા તેઉવાયુમાથી નીકળીને જીવ તરત જ મનુષ્યપણુ પ્રાપ્ત કરે ?

ઉત્તર—શ્રી વિશેષાવશ્યકસૂત્રની ગાથા ૪૩૧ની ટીકામા પ્રતિપાદન કર્યું છે કે—सत्तममहीनेरइया तेउवाऊ अणत रुव्वट्टा न य पावे माणुस्स ॥ સાતમી નરકના નારકીઓને તથા તેઉવાયુમાથી નીકળેલા જીવોને તરત જ મનુષ્યપણુ પ્રાપ્ત થતુ નથી

પ્રશ્ન ૭૩—સાત અસત્યના ઘર કહેવાય છે તે કયા જાણવા ?

ઉત્તર—કથારત્નાકરમા સાત અસત્યના ઘર કહેલા છે તે આ પ્રમાણે—

वणिक् पण्यागना दस्युर्द्यूतकृत्पारदारिक । 
स्वार्थसाधकनिद्रालु, सप्तासत्यस्य मदिर ॥ १ ॥

વાણીઓ, વેશ્યા, ચોર, જુગારી, પરદારાલપટ, સ્વાર્થ સાધક અને નિદ્રાલુ એ સાત અસત્યના ઘર કહેવાય છે

પ્રશ્ન ૭૪—વૈક્રિયમિશ્રકાયયોગ જીવોને કઈ અવસ્થામા હોય ?

ઉત્તર—પચસગ્રહની શ્રીમલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ત્રીજામા જણાવ્યુ છે કે—વૈક્રિયમિશ્ર કાયયોગ દેવનારકીઓને પર્યાપ્તાવસ્થામા હોય છે મનુષ્ય અને તિર્યંચને ઉત્તરવૈક્રિયની

શરૂઆતમા અને વૈક્રિયની સમાપ્તિમા વૈક્રિયમિશ્ર હોય છે એમ કેટલાક આચાર્ય કહે છે

પ્રશ્ન ૭૫—ઔદારિકમિશ્ર કાયયોગ જીવોને કઇ અવસ્થામા હોય ?

ઉત્તર—પચસગ્રહની શ્રી મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ચોથામા જણાવ્યું છે કે ઔદારિકમિશ્ર મનુષ્ય અને તિર્યચને અપર્યાપ્તાવસ્થામા હોય છે તથા કેવલીસમુદ્ઘાત અવસ્થામા આઠ સમયો પૈકી ત્રણ સમયે હોય છે

પ્રશ્ન ૭૬—અડજ, પોતજ, જરાયુજ અને ઔપપાતિક એટલે શું ?

ઉત્તર—હસ વિગેરે પક્ષીઓ અડજ જાણવા, હસ્તિ વિગેરે પોતજ જાણવા, મનુષ્ય વિગેરે જરાયુજ જાણવા અને દેવ, નારકી ઔપપાતિક જાણવા.

પ્રશ્ન ૭૭—કેટલાક કેવળીને વેદનીય આદિ ત્રણ કર્મ બહુ હોય અને આયુષ્ય થોડુ હોય એનુ કારણ શું ?

ઉત્તર—આયુષ્યના બધનો પરિણામ કોઇ એવા જ પ્રકારનો છે કે છેવટે તે આયુષ્ય વેદનીયાદિ કર્મની અપેક્ષાએ થોડુ અથવા સમાન હોય છે, પરતુ અધિક હોતુ નથી, કારણ કે આયુષ્યનો બધકાળ અન્તર્મુહૂર્ત માત્ર જ હોવાથી અને બધપરિણામના તેવા સ્વભાવથી તેનો અધ્રુવબધ થાય છે અને વેદનીયાદિ ધ્રુવબધી હોવાથી તેના બધનો પરિણામ તેવો નથી તેથી આયુષ્ય થોડી સ્થિતિવાળુ હોય છે અને વેદનીયાદિ કર્મ તેવુ હોતુ નથી.

પ્રશ્ન ૭૮—દેવ તથા નારકીને કેટલા ગુણસ્થાનક હોય ?

ઉત્તર—પચસગ્રહમા પ્રતિપાદન કર્યું છે કે દેવ તથા નારકીને પ્રથમ મિથ્યાદષ્ટિ, બીજુ સાસ્વાદન, ત્રીજુ મિશ્રદષ્ટિ અને ચોથુ અવિરતિસમ્યગ્દષ્ટિ એ ચાર ગુણસ્થાનક હોય

પ્રશ્ન ૭૯—તિર્યંચને કેટલા ગુણસ્થાનક હોય ?

ઉત્તર—પૂર્વોક્ત ચારની સાથે દેશવિરતિ મેળવતા પાચ ગુણસ્થાનક હોય

પ્રશ્ન ૮૦—મનુષ્યને કેટલા ગુણસ્થાનક હોય ?

ઉત્તર—મનુષ્યમા અભવ્યને બાદ કરીને બાકીના ભવ્ય જીવોને ચૌદે ગુણસ્થાનક હોય અભવ્યને પહેલુ ગુણસ્થાનક જ હોય

પ્રશ્ન ૮૧—એકેદ્રિય અને વિકલેદ્રિયમા કેટલા ગુણસ્થાનક હોય ?

ઉત્તર—એકેદ્રિય અને વિકલેન્દ્રિયમા મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન એ બે ગુણસ્થાનક હોય

પ્રશ્ન ૮૨—સાતે નરકમા કેટલા પાથડા છે ? અને નરકાવાસ કેટલા છે ?

ઉત્તર—સાતે નરકમા ઓગણપચાસ પાથડા છે અને નરકાવાસ ચોરાશી લાખ છે

પ્રશ્ન ૮૩—પાચે પ્રકારની નિદ્રાનુ સ્વરૂપ જણાવો

ઉત્તર—દર્શનાવરણીય કર્મની ઉત્તરપ્રકૃતિ નવ કહેલી છે તે આ પાચ નિદ્રા દર્શનાવરણીય કર્મની ઉત્તરપ્રકૃતિ રૂપે છે

सुहपडिबोहा निद्दा, दुहपडिबोहा य निद्दानिद्दा य।
पयला होइ ठियस्स उ, पयलापयला य चकमतो ॥ १ ॥
थीणद्धि पुण अइसकिलिट्ठकम्मस्स वेयणे होइ।
महानिद्दा दिणचितयवावारपसाहणी पाय ॥ २ ॥

સૂતેલા મનુષ્યને સુખેથી જાગ્રત કરાય તેનુ નામ નિદ્રા કહેવાય, અથવા નખના સ્પર્શમાત્રથી જાગ્રત થાય તેનુ નામ નિદ્રા કહેવાય સૂતેલા મનુષ્યને ઘણા અવાજવડે જાગ્રત કરાય તેનુ નામ નિદ્રાનિદ્રા કહેવાય બેઠા બેઠા અથવા ઊભા રહેલાને નિદ્રા આવે તેનુ નામ પ્રચલા કહેવાય. ચાલતા ચાલતા નિદ્રા આવે (જેમ ઘોડાને) તે પ્રચલાપ્રચલા કહેવાય આત્મામા એકઠી થયેલી શક્તિવિશેષ જે સૂતેલી અવસ્થામા જાગ્રત થાય (ઉદય થાય) તે સમયે પ્રથમ સઘયણવાળાને વાસુદેવનુ જેટલુ બળ હોય છે તેનાથી અર્ધબળ સ્ત્યાનર્ધિ (થીણદ્ધી) નિદ્રાવાળાને હોય છે આ પાચે પ્રકારની નિદ્રા દર્શનલબ્ધિનો ઉપઘાત કરનારી છે

પ્રશ્ન ૮૪—કોઇપણ પ્રાણીને લબ્ધિઓ પ્રાપ્ત થાય છે તે કયા ઉપયોગે પ્રાપ્ત થાય ?

ઉત્તર—શ્રી પચમઅગની શ્રી મલયગિરિસૂરિવિરચિત ટીકાના પત્રાક ૯૧ માપ્રમાણે જણાવ્યુ છે કે દરેક લબ્ધિઓ જ્ઞાન આકાર ઉપયોગે વર્તતા જ પ્રાપ્ત થાય છે, પરતુ દર્શન ઉપયોગે વર્તતા પ્રાપ્ત થતી નથી

सव्वाओ लध्धीओ सागरोवओगोवउत्तस्स, न
वओगोवउत्तस्स ॥

પ્રશ્ન ૮૫—ક્ષાયિક સમ્યક્ત્વની સાદિ અનંત સ્થિતિ કઇ અપેક્ષાએ સમજવી ?

ઉત્તર—પંચસંગ્રહની મલયગિરિસૂરિવિરચિત ટીકામા જણાવ્યું છે કે ક્ષાયિક સમકિતની મનુષ્યપણાની તથા અનુત્તર વિમાનની અપેક્ષાએ તેત્રીશ સાગરોપમ ઝાઝેરી સ્થિતિ સમજવી અને શ્રી સિદ્ધપરમાત્માની અપેક્ષાએ સાદિ અનંત સ્થિતિ સમજવી

પ્રશ્ન ૮૬—બારમા ક્ષીણમોહગુણસ્થાનકના દ્વિચરમ સમયે કઇ પ્રકૃતિઓ સત્તામાથી નાશ પામે છે ?

ઉત્તર—સપ્તતિ નામના છઠ્ઠા કર્મગ્રન્થની ગાથા ૬૭ ની ટીકામા જણાવ્યું છે કે બારમા ક્ષીણમોહગુણસ્થાનકના દ્વિચરમ સમયે સત્તામાથી નિદ્રા અને પ્રચલા આ બે પ્રકૃતિઓ સર્વથા નાશ પામે છે

પ્રશ્ન ૮૭—બારમા ક્ષીણમોહગુણસ્થાનકના ચરમ સમયે કેટલી પ્રકૃતિઓનો ક્ષય થાય છે ?

ઉત્તર—સપ્તતિ નામના છઠ્ઠા કર્મગ્રન્થની ગાથા ૬૭ ની ટીકામા જણાવ્યું છે કે

- तस्मिश्च द्विचरमसमये निद्राद्विकं स्वरूपसत्तापेक्षया क्षीणं, चतुर्दशाना च शेषप्रकृतीना चरमसमये क्षय । तथा चाह प्राकृत्–खीणकसायदुचरिमे, निद्दापयला य हणइ छउमत्थो । आवरणमतराए छउमत्थो चरिमसमयम्मि ॥ १ ॥

"બારમા ક્ષીણમોહવીતરાગછદ્મસ્થ ગુણસ્થાનકના દ્વિચરમ સમયે નિદ્રા અને પ્રચલાનો ક્ષય થાય છે ત્યારબાદ ચરમસમયે

બાકીની જ્ઞાનાવરણીયની પાચ પ્રકૃતિઓ અને દર્શનાવરણીયની ચાર પ્રકૃતિઓ (ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવલ દર્શન) તથા અતરાય કર્મની પાચ પ્રકૃતિઓ કુલે ચૌદ પ્રકૃતિઓનો ક્ષય થાય છે

પ્રશ્ન ૮૮—ઉત્કૃષ્ટ સુષમાકાળમા શુ હોય ?

ઉત્તર—શ્રી સ્થાનાગસૂત્રના દશમા સ્થાનમા ઉત્કૃષ્ટ સુષ ના કાળનુ વર્ણન દશ સ્થાનોવડે કર્યુ છે તે આ પ્રમાણે —

| | |
|---|---|
| ૧ અકાળે વૃષ્ટિ થાય નહિ | ૬ મનોહર શબ્દ |
| ૨ કાળે વૃષ્ટિ થાય | ૭ મનોહર રૂપ |
| ૩ અસાધુને કોઇ વાદે-પૂજે નહિ | ૮ મનોહર ગધ |
| ૪ સુસાધુની વદના પૂજા થાય | ૯ મનોહર રસ અને |
| ૫ મનુષ્યો ગુરુજનનો સમ્યગ્ વિનય કરે | ૧૦ મનોહર સ્પર્શ આ પાચ વાના હોય |

આ દશ વસ્તુઓ ઉત્કૃષ્ટ સુષમાકાળમા હોય છે

પ્રશ્ન ૮૯—ભાષા, વિભાષા અને વાર્તિક આ ત્રણેને વિસ્તારથી વ્યાખ્યા જણાવો.

ઉત્તર—શ્રી વિશેષાવશ્યકસૂત્રની ગાથા ૧૩૮૫ મામા અનુયોગના એકાર્થિક પાચ નામો જણાવ્યા છે તે આ પ્રમાણે —

૧ અનુયોગ, ૨ નિયોગ, ૩ ભાષા, ૪ વિભાષા અને ૫ વાર્તિક ભાષા, વિભાષા અને વાર્તિકની વ્યાખ્યા ગાથા ૧૪૨૦ થી ૧૪૩૨ સુધીમા વિસ્તારથી પ્રતિપાદન કરેલી છે

તેમાથી ભાષા, વિભાષા અને વાર્તિકને ઉપયોગી વ્યાખ્યા અહીં જણાવવામા આવે છે

અનુયોગાચાર્યે કહેલા વ્યાખ્યાનથી ઓછુ વ્યાખ્યાન બીજાને કહે તે ભાષક કહેવાય, અનુયોગાચાર્યે કહેલા વ્યાખ્યાન જેટલુ જ વ્યાખ્યાન બીજાને કહે તે વિભાષક કહેવાય અને અતિશય બુદ્ધિમાન્ તેથી અધિક વ્યાખ્યાન કહે તે વાર્તિકકાર કહેવાય આ ત્રણેના સ્વરૂપમા છ ઉદાહરણો કહેલા છે કાષ્ઠ-લેપ્ય-ચિત્ર-ભડારી-કમળ અને માર્ગદેશક જેમ કોઇ કળાવાન કારીગર કાષ્ઠની અદર અમુક પ્રકારનો આકાર માત્ર કોતરી શકે છે, બીજો કોઇ તેવા સ્થૂલ અવયવોવાળુ કઇક રૂપ કોતરી શકે છે અને વળી ત્રીજો કોઇ વિશેષ કળાવાન કારીગર સર્વ અવયવોયુક્ત સપૂર્ણ સ્વરૂપ ઉત્પન્ન કરી શકે છે, તેવી જ રીતે ભાષક કાષ્ઠસમાન સામાયિકાદિ સૂત્રનો કઈક અર્થ માત્ર કહે છે, વિભાષક તેનો તે જ અર્થ અનેક પ્રકારે વિસ્તારીને કહે છે અને વાર્તિકકાર તે જ અર્થ સર્વ વ્યાખ્યાનના પ્રકારથી અતિ વિસ્તારથી કહે છે જેમ કોઈ લેપ્ય વસ્તુવડે પ્રથમ ઈ દ્રાદિ મળધી રૂપનો આકાર માત્ર થાય છે, પછી તેમા તેના વિશેષ આકાર જણાવાય છે અને પછી તે રૂપાકાર સર્વ પર્યાયવાળુ થાય છે તેમ સૂત્ર પણ ભાષકની ભાષા, વિભાષકની વિભાષા અને વાર્તિકકારના વાર્તિકથી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વ્યાખ્યાવાળુ થાય છે જેમ કોઈ ચિત્રકાર ભીંત આદિ ઉપર સામાન્યથી કોઇ રૂપનો આકાર માત્ર આલેખે છે, બીજો કોઇ વિશેષ કળાવાન તેની અદર હરતાળ આદિના રગથી ગૌરવર્ણાદિ ભાવો બતાવે છે અને ત્રીજો કોઇ વધારે કળાવાન તેની અદર સર્વ હાવભાવો બતાવી ચિત્રિત રૂપ

બાજાની આસેહુબ અવસ્થા બતાવે છે આ દૃષ્ટાંતમા દાર્ષ્ટાન્તિકની યોજના પૂર્વવત્ સમજવી જેમ કોઇ ભડારી આ ભાજનમા આટલા રત્નો છે એટલુ જ માત્ર જાણે, બીજો ભડારી તે રત્નોની જાતિ-પ્રમાણુ વિગેરે જાણે અને ત્રીજો ભડારી તે રત્નોના સર્વ ગુણદોષ પણ જાણે આ દૃષ્ટાતમાના પહેલા, બીજા અને ત્રીજા ભડારી સમાન અનુક્રમે ભાષક, વિભાષક અને વાર્તિકકાર જાણવા જેમ કોઇ કમળ અવિકસિત હોય છે, કોઇ અધવિકસિત હોય છે અને કોઇ સર્વથા વિકસિત હોય છે તેમ ભાષકાદિના વ્યાખ્યાનો પણ એકેકથી વધારે વિસ્તૃત હોય છે જેમ કોઇ માર્ગોપદેશક પુરુષને માર્ગ પૂછતા તે સામાન્યથી માર્ગની દિશા બતાવે છે, બીજો કોઇ વળી એ માર્ગમા આવતા ગામ નગરાદિની નિશાનીઓથી વધારે સ્પષ્ટ મા। બતાવે છે અને ત્રીજો કોઇ એથી પણ સ્પષ્ટ જણાવે છે કે એ માર્ગે જવાથી આવો લાભ છે અથવા આવુ નુકસાન છે એ પ્રમાણે ભાષકાદિ પણ અનુક્રમે એકેકથી વધારે સ્પષ્ટ વ્યાખ્યાન કરે છે .

પ્રશ્ન ૮૦ —મેરુપર્વતના ૧૬ નામો કયા ગ્રથમા જણાવેલા છે?

ઉત્તર —ત્રૈલોકપ્રકાશના ૧૮ મા સર્ગના શ્લોક ૨૬૯-૨૭૦-૨૭૧ મા જણાવેલા છે

किं चाय मन्दरो मेरु सुदर्शनः स्वयप्रभः ।
मनोरमो गिरिराजो रत्नोच्चयशिलोच्चयौ ॥ २६९ ॥

लोकमध्यो लोकनाभि सूर्यानर्तोऽस्तसज्ञित. ।
दिगादिसूर्यावरणावतमकनगोत्तमा.     ॥ २७० ॥

एमि. पोटशमि ख्यातो नामभि भूधरो भुवि ।
स्पृशन्नभ्रमदस्राशु कलाभिरिव चन्द्रमा' ॥ २७१ ॥

મેરુપર્વતના સોળ નામો આ પ્રમાણે છે —

૧ મન્દર ૨ મેરુ ૩ સુદર્શન ૪ સ્વયપ્રભ ૫ મનોરમ ૬ ગિરિરાજ ૭ રત્નોચ્ચય ૮ શિલોચ્ચય ૯ લોકમધ્ય ૧૦ લોકનાભિ ૧૧ સૂર્યાવર્ત ૧૨ અગ્ન ૧૩ દિશાદિ ૧૪ સૂર્યાવરણ ૧૫ અવતસક અને ૧૬ નગોત્તમ

પ્રશ્ન ૯૧—વર્ગણા એટલે શુ ? તથા વર્ગણાના પર્યાય વાચક કેટલા નામો છે ?

ઉત્તર—સજાતીય વસ્તુઓનો સમુદાય તે વર્ગણા કહેવાય છે વર્ગણાના પર્યાયવાચક પાચ નામો છે વર્ગણા, સમુદાય, સમૂહ, વર્ગ અને રાશિ

પ્રશ્ન ૯૨—પદાર્થની વ્યાખ્યા કેટલા પ્રકાર કહેલી છે ?

ઉત્તર—તત્ત્વ, પર્યાય અને ભેદ એમ ત્રણ પ્રકારે જણાવેલી છે

પ્રશ્ન ૯૩—તત્ત્વ, પર્યાય અને ભેદ એનો અર્થ શું છે ?

ઉત્તર—વિશેષાવશ્યકની ગાથા ૨૪ ની ટીકામા જણાવ્યુ છે કે તત્ત્વ એટલે સ્વરૂપ તે જણાવવા શબ્દનો અર્થ કહેવો પર્યાયથી મગળ-શાતિ-વિઘ્નનો નાશ ઇત્યાદિ મગળ શબ્દના અનેક પર્યાયો છે તે કહેવા અને ભેદ એટલે મગળના પ્રકારો જાણવા ( કહેવા )

પ્રશ્ન ૯૪—અનુયોગ શબ્દના કેટલા નિક્ષેપા છે ?

ઉત્તર —આચારાંગસૂત્રના પત્રાંક બીજામાં અનુયોગ શબ્દના સાત નિક્ષેપા જણાવેલા છે તે આ પ્રમાણે —નામાનુયોગ, સ્થાપનાનુયોગ, દ્રવ્યાનુયોગ, ક્ષેત્રાનુયોગ, કાલાનુયોગ, વચનાનુયોગ, ભાવાનુયોગ

પ્રશ્ન ૯૫—અનુયોગ એટલે શું ?

ઉત્તર —આચારાંગસૂત્રના પત્રાંક બીજામાં જણાવ્યું છે કે સૂત્રની પાછળ અર્થનું કથન કરવું તેનું નામ અનુયોગ

પ્રશ્ન ૯૬—ધ્યાનના દશ સ્થાનકો કયાં જાણવાં ? અને કયા શાસ્ત્રમાં તે અધિકાર છે ?

ઉત્તર —કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરવિરચિત યોગ શાસ્ત્રમાં ધ્યાનના દશ સ્થાનકો જણાવેલા છે તે આ પ્રમાણે —

नाभिहृदयनासाग्र-भालभ्रूतालुदृष्टय ।
मुख कर्णौ शिरश्चेते, ध्यानस्थानान्यकीर्तयन् ॥ १ ॥

૧ નાભિ ૨ હૃદય ૩ નાસાગ્ર ૪ ભાલ ૫ ભ્રૂ ૬ તાલુ ૭ બન્ને આંખો ૮ મુખ ૯ કર્ણ અને ૧૦ મસ્તક

આ દશ સ્થાનોમાં સિદ્ધચક્રનું ધ્યાન કરવું

પ્રશ્ન ૯૭—સૂત્ર કેટલા ગુણવાળું હોવું જોઈએ ?

ઉત્તર —આવશ્યકસૂત્રમાં કરેમિ ભંતે સૂત્રની નિર્યુક્તિની ગાથામાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે સૂત્ર આઠ ગુણવાળું હોવું જોઈએ તે આઠ ગુણો આ પ્રમાણે જાણવા

निद्दोस सारवन्त च हेउजुत्तमलंकिय ।
उवणीय सोवयार च, मिय महुरमेव य ॥ १ ॥

૧ દોષ રહિત હોય ૨ સામાયિકની માફક ઘણા પર્યાયવાળુ હોય ૩ હેતુવાળુ હોય ૪ ઉપમાદિ અલકારવાળુ હોય ૫ ઉપસહારવાળુ હોય ૬ ગામડીઆ ભાષાવાળુ ન હોય એટલે સોપચાર હોય ૭ વર્ણાદિ નિયત પ્રમાણવાળુ હોય અને ૮ સાભળતા મનોહર લાગે તેવુ હોય

**પ્રશ્ન ૯૮** —મનુષ્યોના શરીરમા આઠ અગો કહેલા છે તે કયા જાણવા ?

**ઉત્તર** —શ્રી વિશેષાવશ્યકમૂળ ભાષ્યની અવશેષ પૈકી એકસો સાઠમી ગાથામા આઠ અગો જણાવ્યા છે તે આ પ્રમાણે —

सीसमुरोअरपिट्ठी दो बाहु उरुआ य अट्ठगा ॥

માથુ, છાતી, પેટ, પીઠ, બે ભુજા અને બે સાથલ-એ આઠ અગ કહેવાય છે

**પ્રશ્ન ૯૯** —ચાર પ્રકારના મિથ્યાત્વના નામ જણાવો

**ઉત્તર** —છાપેલ પુસ્તક પ્રકરણરત્નાકર ભાગ બીજાના પત્રાક ૬૧૫મા જણાવેલુ છે કે-મિથ્યાત્વ ચાર પ્રકારના સમજવા

૧ પ્રદેશમિથ્યાત્વ, ૨ સત્તામિથ્યાત્વ, ૩ પરિણામમિથ્યાત્વ, ૪ પ્રવૃત્તિમિથ્યાત્વ

**પ્રશ્ન ૧૦૦** —ભવસિદ્ધિનો અર્થ શુ ?

ઉત્તર—છાપેલી પ્રત મલયગિરિસૂરિવિરચિત આવશ્યક ટીકા પાનું ૧૧૬ મા આ પ્રમાણે જણાવે છે કે-તે જ ભવમા મોક્ષે જવાવાળો અથવા ભવ્ય એવો અર્થ પણ થાય છે

પ્રશ્ન ૧૦૧—શુક્લધ્યાનની ચાર પ્રકારની અનુપ્રેક્ષાના નામ જણાવો.

ઉત્તર—અધ્યાત્મસાર ટીકા છાપેલી પ્રતના પત્રાક ૧૭૯ મા આ પ્રમાણે ચાર નામ જણાવ્યા છે

૧ આશ્રવ, ૨ અપાય, ૩ સસારાનુભાવ ને ૪ ભવસતતિ

૧ આશ્રવ-મિથ્યાત્વાદિ

૨ અપાય-અનેક પ્રકારના કષ્ટો

૩ સસારાનુભાવ-ચાર ગતિરૂપ સસારમા થતો દુખનો અનુભવ

૪ ભવસતતિ-અનેક ભવોમા જન્મ લેવારૂ૫ શ્રેણિ ચાલે છે તે

આ ચારે બાબતોનો વિચાર કરવો તે અનુપ્રેક્ષા (વિચારણા) કહેવાય છે-આ અનુપ્રેક્ષા શુક્લધ્યાનના પ્રથમના બે પાયાને સગત જાણવી

પ્રશ્ન ૧૦૨—ચાર પ્રકારના આલબન જણાવો.

ઉત્તર—૧ ખતી, ૨ મુક્તિ, ૩ અજ્જવ, ૪ મદ્દવ આ ચાર પ્રકારના આલબનોથી શ્રી તીર્થકર ભગવતો દીક્ષા ગ્રહણ કર્યા બાદ કેવળજ્ઞાનને મેળવે છે

પ્રશ્ન ૧૦૩—લોકાંતિક દેવો એકાવતારી છે કે સાત, આઠ ભવવાળા છે ?

ઉત્તર—શ્રી કલ્પસૂત્રની ટીકામા લોકાંતિક દેવોને એક અવતારવાળા જણાવ્યા છે અને શ્રી પ્રવચનસારોદ્ધારની ટીકામા સાત આઠ ભવવાળા પણ જણાવ્યા છે તેમ તેના પાઠ નીચે પ્રમાણે —

શ્રી કલ્પસૂત્રની—ભાવનગર આત્માનંદ સભા તરફથી છપાયેલ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવિરચિત ટીકાના પત્રાંક ૧૪૫ મા જણાવ્યુ છે કે —

एक तावत् समाप्तप्रतिज्ञ स्वयमेव भगवान् वर्तते, पुनरपि लोकान्तिकैर्देवैर्बोधित इति विशेषो द्योत्यते, लोकान्ते समान्ते भवा लोकान्तिका एकावतारत्वात्, अन्यथा ब्रह्मलोकवासिना तेषा लोकांतभवत्व विरुद्ध्यते, ते च नवविधा, यदुक्तम्–सारस्सय १, माइच्चा २, वण्ही ३, वरुणा य ४, गद्दतोया य ५, तुसिआ ६, अव्वाबाहा ७, अग्गिचि ८, चेव रिट्ठा य ९ ॥ १ ॥ एए देवनिकाया, भयवं बोहिन्ति जिणवरिन्द तु । सव्वजगज्जीवहिअ, भयव तित्थ पवत्तेह ॥ २ ॥ यद्यपि स्वयबुद्धो भगवांस्तदुपदेश नाऽपेक्षते तथापि तेषा अय आचारो वर्तते ।

ભાવાર્થ—તે અવસરમા સમાપ્ત થઇ છે પ્રતિજ્ઞા જેમની એવા સ્વયમેવ ભગવાન્ વર્તી રહેલા છે અર્થાત્ માતાપિતા જીવે ત્યા સુધી દીક્ષા ન લેવી એવા પ્રકારની પ્રતિજ્ઞા માતાપિતાના મરણથી પૂર્ણ થયેલી છે એ અવસરમા લોકાંતિક દેવો આવીને

પ્રતિબોધ કરે છે લોકાંતિક એટલે શું ? લોકના અંત અથવા સંસારના અંતવાળા એવા-એક અવતારને જ કરવાવાળા એવા તે બ્રહ્મદેવલોકવાસી છે અને નવ પ્રકારના છે ૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ અગ્નિ, ૪ વરુણ, ૫ ગર્દતોય, ૬ તુષીત ૭ અવ્યાબાધ, ૮ અગીચ્ચ, ૯ રિષ્ટ આ નવ નિકાયવાળા દેવો ભગવંતને બોધ કરે છે અર્થાત્ વિનંતિ કરે છે કે-'હે ભગવન્! સર્વથા પ્રકારે જગતના પ્રાણીમાત્રનું હિત કરનાર એવા તીર્થને તમે પ્રવર્તાવો!' જો કે ભગવાન તો સ્વયંબુદ્ધ જ છે એટલે પોતાની મેળે જ બોધ પામેલા છે, લોકાંતિક દેવોના ઉપદેશની અપેક્ષા રાખતા નથી છતાં લોકાંતિક દેવોનો આવા પ્રકારનો શાશ્વતો આચાર છે કે દરેક તીર્થંકરના દીક્ષાસમયની એક વર્ષ અગાઉ આવીને વિનંતિ કરવી

શ્રી પ્રવચનસારોદ્ધારના પત્રાંક ૪૨૦ માં ૨૬૭ માં દ્વારના મૂળ તથા ટીકામાં આ પ્રમાણે વર્ણન છે કે-નવ પ્રકારના લોકાંતિક દેવો સાત આઠ ભવવાળા છે

अट्ठायरट्ठिईया वसंति लोगंतिया सुरा तेसु ।
सत्तट्ठभवग्गहणंता गिज्झंति इमेहिं नामेहिं ॥ ४७ ॥

टीका—'अट्ठाये' त्यादि, तेष्वेवाकाशान्तरवर्तिष्वष्टासु अर्चि प्रभृतिषु विमानेषु 'लोकान्तिका' लोकस्य-ब्रह्मलोकस्यान्ते-समीपे भवाः सुरा-देवाः परिवसन्ति, कथंभूता इत्याह-'अष्टातरस्थितय.' अष्टासतराणि-सागरोपमाणि स्थितिर्येषां ते तथा सप्तभिरष्टभिर्वा भवैर्भवान्तो मुक्तिर्येषा ते, सप्ताष्टभवभवान्ता ।

ભાવાર્થ—લોકાંતિક દેવો આઠ સાગરોપમની સ્થિતિવાળા છે અને તે બ્રહ્મદેવલોકને અંતે કૃષ્ણરાજીના આંતરાની અંદર નિવાસ કરવાવાળા છે તથા સાતથી આઠ ભવે મુક્તિ જવાવાળા છે

શ્રી કલ્પસૂત્રની ટીકામા એકાવતારી જણાવ્યા છે અને પ્રવચનસારોદ્ધારમા સાત આઠ ભવવાળા જણાવ્યા છે તત્ત્વ કેવલીભગવાન જાણે

પ્રશ્ન ૧૦૪—ત્રસ જીવો કેટલા પ્રકારના છે ?

ઉત્તર—શ્રી આચારાગ સૂત્રના શસ્ત્રપરિજ્ઞા અધ્યયનની નિર્યુક્તિની ગાથા એકસો ત્રેપનમા ત્રસ જીવો બે પ્રકારના કહેલા છે તે આ પ્રમાણે—

दुविहा खलु तसजीवा लद्धितसा गइतसा चेव ।
लद्धीय तेउवाऊ तेणऽहिगारो इह नत्थि ॥ १५३ ॥

ત્રસ જીવો બે પ્રકારના છે કપે, ધ્રુજે તે ત્રસો કહેવાય તે લબ્ધિત્રસ અને ગતિત્રસ કહેલા છે તેમા લબ્ધિત્રસ અગ્નિ તથા વાયુકાયને કહેલા છે, તે સિવાય બાકીનાને ગતિ ત્રસ જણાવેલા છે

જીવાભિગમ સૂત્રમા તેઉ વાયુને ગતિત્રસ જણાવેલા છે તે પણ અપેક્ષાએ જણાવેલા છે

પ્રશ્ન ૧૦૫—જ્ઞાનાવરણીયનો તથા દર્શનમોહનીયનો ક્ષયોપશમ જીવ અને અજીવ સબંધી આઠ ભાગાઓમા બધે હોય છે તો તે ક્યા સૂત્રમા જણાવેલા છે ?

ઉત્તર—જ્ઞાનાવરણીયનો તથા દર્શનમોહનીયનો ક્ષયોપશમ

જીવ અને અજીવ સબધી આઠ ભાગાઓમા હોય છે તે આવશ્યક સૂત્રની ચૂર્ણીમા જણાવેલ છે —

नाणावरणिज्जस्स य दस्सणमोहस्स तह खओवसमे ।
जीवमजीवे अट्ठसु भंगेसु अ होइ सव्वत्थ ॥

તે ભાગા આ પ્રમાણે છે —૧ જીવ, ૨ અજીવ, ૩ બહુજીવ, ૪ બહુઅજીવ, ૫ જીવ અને અજીવ, ૬ જીવ અને બહુ અજીવ, ૭ બહુ જીવ અને અજીવ, ૮ બહુ જીવો અને બહુ અજીવો—એ આઠ ભાગાઓમા સમ્યગ્દર્શન હોય છે ૧ તેમા જિનેશ્વર ભગવતના ઉપદેશથી દર્શનમોહનીયનો ક્ષયોપશમ વએલો હોય તો જીવને વિષે સમ્યગ્દર્શન કહેવાય છે ૨ તેના એક જિન પ્રતિમા નિમિત્ત હોય તો અજીવને વિષે સમ્યગ્દર્શન કહેવાય છે ૩ તેમા ઘણા સાધુઓ નિમિત્ત હોય તો બહુ જીવો સમ્યગ્ દર્શનનુ અધિકરણ( કારણ )કહેવાય છે ૪ ઘણી પ્રતિમાઓ નિમિત્ત હોય તો બહુ અજીવો સમ્યગ્દર્શનનુ અધિકરણ છે ૫ એક સાધુ અને એક જિનબિબ સમકાળે નિમિત્ત હોય તો એક જીવ અને એક અજીવ સમ્યગ્દર્શનનુ અધિક ણ હોય છે ૬ એક સાધુ અને ઘણી જિનપ્રતિમાઓ નિમિત્ત હોય તો એક જીવ અને ઘણા અજીવો સમ્યગ્દર્શનનુ અધિકરણ હોય છે ૭ ઘણા સાધુઓ અને એક જિનબિબ નિમિત્ત હોય તો ઘણા જીવો અને એક અજીવ સમ્યગ્દર્શનનુ અધિકરણ હોય છે ૮ ઘણા સાધુઓ અને ઘણા જિનબિબો નિમિત્ત હોય તો બહુ જીવો અને બહુ અજીવો સમ્યગ્દર્શનનુ અધિકરણ છે

**પ્રશ્ન ૧૦૬**—ચેડામહારાજા તથા કોણિકના યુદ્ધમા જે મનુષ્યોનો સહાર થયો તેઓ કઈ ગતિમા ગયા ?

ઉત્તર—ચેડામહારાજા તથા કોણિકના યુદ્ધમા પ્રથમ દિવસે ૯૬,૦૦,૦૦૦ મનુષ્યોનો સહાર થયો બીજે દિવસે ૮૪,૦૦,૦૦૦ મનુષ્યોનો સહાર થયો તેમા ફક્ત એક મનુષ્ય સૌધર્મ દેવલોકે અને એક મનુષ્ય મહાવિદેહમા ગયો દશ હજાર મનુષ્યો મત્સ્ય જાતિને પામ્યા તથા બાકીના નરકમા તેમજ તિર્યચમા ગયા

પ્રશ્ન ૧૦૭—નય એટલે શુ ?

ઉત્તર—नानास्वभावेभ्यो व्यावृत्य एकस्मिन् स्वभावे वस्तुनयन नय ॥ નય શબ્દનો વ્યુત્પત્તિથી અર્થ આ પ્રમાણે થાય છે-વસ્તુને વિવિધ પ્રકારના સ્વભાવોમાથી નિવૃત્ત કરી એક સ્વભાવમા લાવે તે નય જાણવો શ્રી અનુયોગદ્વારસૂત્રની ટીકામા જણાવ્યુ છે કે સર્વ અનત ધર્મવાળી વસ્તુઓમા જે એક અશને ગ્રહણ કરનારો બોધ તે નય કહેવાય છે નય ચક્રમા કહ્યુ છે કે દરેક વસ્તુ અનત ધર્મવાળી છે તેમાથી એક ધર્મની મુખ્યતા કરવાનુ જે જ્ઞાન તે નય કહેવાય છે

પ્રશ્ન ૧૦૮—નયાભાસ એટલે શુ ?

ઉત્તર—स्वाभिप्रेतादशादितराशापलापी नयाभास ॥ નયાભાસ શબ્દનો વ્યુત્પત્તિથી અર્થ આ પ્રમાણે થાય છે-પોતાના ઇચ્છેલા પદાર્થના અશથી બીજા અશનો જે નિષેધ કરે તેમજ નયની જેમ દેખાય તે નયાભાસ જાણવો

પ્રશ્ન ૧૦૯—સાત નયને ધર્મના સ્વરૂપમા ઘટાવી આપો

ઉત્તર—સાત નયના નામો -૧ નૈગમનય, ૨ સગ્રહનય, ૩ વ્યવહારનય, ૪ ઋજુસૂત્રનય, ૫ શબ્દનય, ૬ સમભિરૂઢનય, ૭ એવભૂતનય

નૈગમનય-આ જગતમા સર્વે ધર્મને ચાહે છે તેથી સર્વ ધર્મને તેઓ ધર્મને નામે બોલાવે છે એમ નૈગમનયનુ કહેવુ છે

સગ્રહનયમત—જે અનાચારને વર્જીને કુલાચારને ધર્મ માને એટલે વડીલોએ આચરેલો ધર્મ માને

વ્યવહારનયમત—જે સુખનુ કારણ તે ધર્મ કહેવાય એટલે જે પુણ્યરૂપ કરણી તે ધર્મ કહેવાય

ઋજુસૂત્રનયમત—ઉપયોગ સહિત વૈરાગ્યરૂપ પરિણામ તે ધર્મ જે યથાપ્રવૃત્તિકરણરૂપ પરિણામ પ્રમુખને ધર્મ કરીને માને તે એ પ્રથમ ગુણસ્થાનકે મિથ્યાત્વીને હોય છે

શબ્દનયમત—જે અતરગ સત્તાગતના ભાસનરૂપ સમ્યક્ત્વ તે ધર્મ છે ને ધર્મનુ મૂળ છે

સમભિરૂઢનયમત—જીવ-અજીવ-નવ તત્ત્વ-ષટ્ દ્રવ્ય-નય-નિક્ષેપા પ્રમાણ ઉત્સર્ગ અપવાદ નિશ્ચય વ્યવહાર અને દ્રવ્ય ભાવનુ સ્વરૂપ જાણી જીવસત્તાનુ ધ્યાન કરવુ; અજીવ સત્તાનો ત્યાગ કરવો જ્ઞાનદર્શનચારિત્રરૂપ શુદ્ધ નિશ્ચયનયના પરિણામને ધર્મ જાણે

એવભૂતનયમત—સિદ્ધરૂપપરિણામ તેને ધર્મપણે માને છે શુદ્ધ શુક્લ રૂપાતીત પરિણામ-ક્ષપકશ્રેણીએ કર્મક્ષયના જે કારણો છે તેને સાધનધર્મ તરીકે જાણે અને જીવનો મૂળ સ્વભાવ મોક્ષરૂપ કાર્ય નિષ્પન્ન સિદ્ધિમા રહે

પ્રશ્ન ૧૧૦—નિશ્ચયનય તથા વ્યવહારનયનો ભાવાર્થ જણાવો

ઉત્તર—વસ્તુનો તાત્ત્વિક વિચાર કરનાર તે નિશ્ચયનય

કહેવાય છે અને લોકપ્રસિદ્ધ સ્થૂલ વિચાર કરનાર તે વ્યવહારનય કહેવાય છે

**પ્રશ્ન ૧૧૧—નય અને પ્રમાણુનો ભેદ જણાવો**

ઉત્તર—એક અશને ગ્રહણ કરનાર નયશ્રુત કહેવાય છે જેમકે આત્મા નિત્ય છે કે અનિત્ય છે? આ બન્ને ધર્મમાથી એક ધર્મને જ જણાવનાર નયશ્રુત કહેવાય છે અને બન્ને ધર્મને જણાવનાર સ્યાદ્વાદશ્રુત કહેવાય છે અથવા પ્રમાણ કહેવાય છે નય પ્રમાણનો એક અશ છે એક એક અભિપ્રાયનુ પ્રતિપાદન કરનાર નય અને સર્વ અભિપ્રાયનુ અવ્વન કરનાર પ્રમાણ કહેવાય છે દરેક વસ્તુમા અનન્ત ધર્મો છે, પરન્તુ તે ધર્મોનો સામાન્ય વિશેષ એમ બ ને ધર્મોમા સમાવેશ થાય છે પ્રમાણનય તત્ત્વાલોકાલકારમા પ્રમાણનુ લક્ષણ આ પ્રમાણે જણાવ્યુ છે

**પ્રશ્ન ૧૧૨—સિદ્ધશિલાનુ સક્ષેપમા વર્ણન જણાવો**

ઉત્તર—સર્વાર્થસિદ્ધ વિમાનની ધ્વજાથી બાર યોજન ઊંચે ઊતાન છત્રની પેઠે સિદ્ધશિલા છે તે સિદ્ધશિલા લાબી પહોળી ૪૫ લાખ યોજન છે આ સિદ્ધશિલાનુ બીજુ નામ ઈષત્પ્રાગ્ભારા છે, તેમજ પ્રજ્ઞાપના સૂત્રમા આ સિદ્ધશિલાના બાર નામો જણાવેલા છે તે અર્જુનજાતિના સુવર્ણની જેવી, સ્ફટિકરત્નની જેવી, ગાયના દૂધના ફીણની જેવી, મોતીની માળાની જેવી ઉજ્જ્વળ જાણવી સિદ્ધશિલા છેડે છેડે માખીની પાખ જેવી પાતળી છે, વચ્ચે આઠ યોજન જાડી છે, સિદ્ધશિલાની પરિધિ ૧૪૨,૩૨,૭૧૩ એક ક્રોડ બેતાલીશ લાખ બત્રીશ હજાર સાત સો ને તેર યોજનપ્રમાણ કહેલી છે

**પ્રશ્ન ૧૧૩**—આમન્ત્રણી આદિ બાર પ્રકારની ભાષાનુ સક્ષિપ્ત સ્વરૂપ જણાવો

ઉત્તર ૧—સબોધનપૂર્વક બોલાતી ભાષા તે આમ ત્રણી ભાષા જાણવી

૨—આજ્ઞાપૂર્વક બોલાતી ભાષા તે આનાપની ભાષા જાણવી

૩—કોઇ પણ વસ્તુની યાચના કરવી તે યાચના ભાષા જાણવી

૪—અજ્ઞાત અથવા સદિગ્ધ અર્થનો પ્રશ્ન કરવો તે પ્રચ્છની ભાષા જાણવી

૫—ઉપદેશ આપવો તે પ્રજ્ઞાપની ભાષા જાણવી

૬—નિષેધ કરવારૂપ ભાષા તે પ્રત્યાખ્યાની ભાષા જાણવી

૭—ઇચ્છાને અનુકૂલ ભાષા તે ઇચ્છાનુલોમા ભાષા જાણવી

૮—અર્થના અભિગ્રહ (નિશ્ચય) સિવાય બોલાય તે અનભિગૃહીતા ભાષા જાણવી જેમકે તને ઠીક લાગે તે કર

૯—અર્થના નિશ્ચયપૂર્વક બોલાય તે અભિગૃહીતા ભાષા જાણવી જેમકે આ પ્રમાણે કર

૧૦—અર્થનો સશય કરનારી જેમકે સૈન્ધવ શબ્દ પુરુષ, લવણ અને અશ્વના અર્થનો સશય ઉત્પન્ન કરે તેવી ભાષા બોલવી તે સશયકરણી ભાષા જાણવી

૧૧—લોકપ્રસિદ્ધ શબ્દાર્થવાળી ભાષા તે વ્યાકૃતા ભાષા જાણવી

૧૨—ગ [illegible] શબ્દાર્થવાળી ભાષા તે અવ્યાકૃતા ભાષા

**પ્રશ્ન ૧૧૪**—પદાર્થની વ્યાખ્યા ત્રણ પ્રકારે કહી છે તે બતાવો

ઉત્તર—વિશેષાવશ્યક સૂત્રમા પદાર્થની વ્યાખ્યા તત્ત્વ, પર્યાય અને ભેદથી ત્રણ પ્રકારે જણાવેલી છે

તત્ત્વ એટલે સ્વરૂપ તે જણાવના શબ્દનો અર્થ કહેવો પર્યાય એટલે મગળ-શાન્તિ-વિઘ્નનો નાશ ઈત્યાદિ મગળ શબ્દના અનેક પર્યાયો છે તે સ્વય જાણી લેવા તથા ભેદ એટલે મગળના ચાર પ્રકારો છે નામમગળ-સ્થાપનામગળ-દ્રવ્યમગળ-ભાવમગળ

**પ્રશ્ન ૧૧૫**—સોપક્રમ અને નિકાચિત આયુબધનો ભાવાર્થ જણાવો

ઉત્તર—આયુબધ વખતે આયુષ્યબધયોગ્ય અધ્યવસાય જો તીવ્ર હોય છે તો આયુષ્યના ગ્રહણ કરેલા પુદ્ગલો આત્માના અમુક વિભાગમા ઘણા એકત્રિત થઈ જવાથી તે આયુપુદ્ગલ પિડ અભેદ્ય થાય છે તે નિકાચિત જાણવુ અને મદ પરિણામથી ગ્રહણ કરેલા આયુપુદ્ગલો સર્વ આત્મપ્રદેશે છૂટા છૂટા વહેચાઇ જાય છે જેથી ઉપક્રમને સાધ્ય થઇ શકે છે તે સોપક્રમ આયુ જાણવુ

